પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# યોધપર્વણી અને પ્રતિજ્ઞાદ્વન્દ્વ

ન્હાનાલાલ દલપતરામ કવિ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ



| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭ શકુન્તલાનું સંભારણું, સમશ્લોકી | ૧૯૨૬ |
| ૧૮ યુગપલટો અને મહાસુદર્શન | ૧૯૨૭ |
| ૧૯ ઉદ્બોધન | ૧૯૨૭ |
| ૨૦ અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૧ સંસારમન્થન | ૧૯૨૭ |
| ૨૨ વિશ્વગીતા | ૧૯૨૭ |
| ૨૩ ઇન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૨૪ ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો | ૧૯૨૮ |
| ૨૫ ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૬ જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૭ ગોધપર્વણી અને પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |

બીજી આવૃત્તિ: કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો
કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો

ત્રીજી આવૃત્તિ: વસન્તોત્સવ
ઇન્દુકુમાર, અંક ૧ લો

ચોથી આવૃત્તિ: જયા-જયન્ત
ઉષા

છઠ્ઠી આવૃત્તિ: ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો

# પ્રેમભક્તિ–ગ્રન્થમાલા

—⁂◆□◆⁂—

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧ કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો | ૧૯૦૩ |
| ૨ રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩ વસન્તોત્સવ | ૧૯૦૫ |
| ૪ કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો | ૧૯૦૮ |
| ૫ નન્દકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| ૬ ન્હાનાં ન્હાનાં રાસ, ભાગ ૧ લો | ૧૯૧૦ |
| ૭ શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| ૮ જયા–જયન્ત | ૧૯૧૪ |
| ૯ મેઘદૂત, સમશ્લોકી | ૧૯૧૭ |
| ૧૦ ઉષા | ૧૯૧૮ |
| ૧૧ ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨ રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩ પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪ પ્રેમભક્તિ–ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫ સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬ વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# યોધપર્વણી અને પ્રતિજ્ઞાદ્વન્દ્વ

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૪ ઈ. સ. ૧૯૨૮

કીંમત એક રૂપીઓ

કર્તાને માટે રજીસ્ટર્ડ

પ્રકાશકઃ ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

| | | |
|---|---|---|
| આવૃત્તિ ૧ લી | ૧૯૨૭ | 'હિંદુસ્થાન'માં |
| | ૧૯૨૮ | 'ગુજરાતી'માં |
| આવૃત્તિ ૨ જી | ૧૯૨૮ | પ્રત ૧૫૦૦ |

ધી "ન્યુસ પ્રિન્ટીંગ" પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું
કાળા ઘોડા, બેક-હાઉસ-લેન, કોટ, મુંબઈ.

'હિન્દુસ્થાન' પત્રના ગયા દીવાળીના અંકમાં છપાયેલું **યોધપર્વણી** નામનું કાવ્ય તથા 'ગુજરાતી' પત્રના દશેરાના ઓણુ વિજયાંકમાં છપાયેલું ત્હેના જેવા જ વિષયનું **પ્રતિજ્ઞાદ્વન્દ્વ** નામનું કાવ્ય ગુજરાતને ચરણે ધરું છું. બન્નેનાં વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષથી ભારતવર્ષની જનતા એને વિચારતી આવી છે. ભૂત, વર્તમાન ને ભવિષ્ય–ત્રણે કાળનો એ વાર્તાઓ તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે.

ન્હાનાલાલ દલપતરામ કવિ

## અનુક્રમ



૧૪૪૭૦

# વિષયસ્ફોટન

આ ખંડનો વાર્તાવિભાગ સ્હમજવાને માટે શ્રી મહાભારતમાંનાં નીચેનાં અવતરણોથી સુગમતા થશે.

'રાત્રી પૂરી થઇ ત્હારે 'તયાર થાઓ' 'તૈયાર થાઓ' એમ બોલતા ભૂમિપાલોનો મ્હોટો શબ્દ થયો.'

'સર્વ રાજાઓએ ન્હાઇ–ધોઇને શ્વેત વસ્ત્રો પહેરી લીધાં, પુષ્પોની માળા ધારણ કરી લીધી, અગ્નિમાં હોમ કર્યા, અને પછી પોતપોતાના અસ્ત્રશસ્ત્ર તથા ધ્વજાપતાકાઓ લઇને, સ્વસ્તિવાચનપૂર્વક, x x યુદ્ધ કરવા માટે ચ્હડ્યા.'

'જે દિવસે યુદ્ધારંભ થયો તે દિવસે x x સ્હવારમાં ઉગેલો સૂર્ય પણ અત્યંત બળતી શિખાઓવાળો દેખાયો.'

'જ્યહારે ઉભય સૈન્ય એકબીજાની સ્હામે આવીને ઉભાં ત્હારે x વરસાદ પડવા માંડ્યો, ગર્જના થવા લાગી, x x ઉલ્કાપાત થયો, અને x x સૂર્ય છવાઈ ગયો.'

'બન્ને સેનાના વ્યૂહો ત્હ્યારે યુદ્ધ કરવા માટે સામસામે આવી ઉભા ત્હ્યારે તે × વનરાઇના જેવા દેખાતા હતા.'

ગીતાપ્રસંગ.

'એકમેકની સ્હામે આવીને ઉભેલી આ બે સેનાઓ યુગાન્ત સમયના ઉન્મત્ત મકરોએ ક્ષુભિત કરેલા અને મ્હોટા મૂઠાથી વ્યાકુળ બે સાગરો હોય ત્હેવી દેખાતી હતી.'

'પછી ધર્મરાજ યુધિષ્ઠિર × × કવચ તથા ઉત્તમાયુધને ઉતારી નાંખી રથમાંથી નીચે ઉતર્યા, તથા બે હાથ જોડી રાખી × પિતામહની સ્હામું જોઇને પગે ચાલતા જવા લાગ્યા.' અને 'યુદ્ધ માટે તત્પર થયેલા શાન્તનુનન્દન ભીષ્મના બે પગને બે હાથ વડે' સ્પર્શ કીધો. ભીષ્મ બોલ્યા: 'હું પ્રસન્ન થયો છું. હે પાંડવ ! ત્હમારો જય થાઓ.'

પછી 'દુર્ધર્ષ દ્રોણને અભિવંદન કરી × પ્રદક્ષિણા કરી.'

'ત્હમારા પુત્રોની અને પાંડવોની સેનાનો × × પરસ્પર સમાગમ થયો ત્હ્યારે પૃથ્વી કંપવા લાગી, અને પૃથ્વીઆકાશમાં મ્હોટો કોલાહલ થઈ રહ્યો.' **(ભીષ્મપર્વના આદિ અધ્યાયોમાંથી.)**

આખરે એ યોધપર્વણી ઉગી.

પ્રભાત ગોરંભેલું હતું.
ઉગતા દિવસના ઓછાયા
આભમાં ઘૂમતા હતા.
ક્ષિતિજઆરે, પાપપુણ્યનાં પૂરની પેઠમ,
અન્ધારાંઅજવાળાંનાં ઘમસાણ મચતાં.
આકાશમાં આષાઢી મેઘ ઉભરાય,
એમ તમસ્ ને તેજ ઉભરાતાં.
અન્તરિક્ષે જાણે કોયડો નાંખ્યો હતો કે
દુનિયા દેવની છે કે દાનવની? ૧૦

કંઇ કંઇ વર્ષોથી રાજમન્ત્રણાઓ ઘડતી,
કાળદ્દષ્ટાઓ પડતા પડછાયા ઓળખતા,
લક્ષાવધિ વીર આશાની આંખે ઝંખતા,
વિશ્વવિધાતા જેની ઘડીઓ ગણતા હતા,
એ યોધપર્વણી આખરે ઉગી. ૧૫

ગંભીરમુખ દિશાઓ ઢળેલી હતી.
મંહિ રુધિરરંગી સાથિયા પૂરેલા હતા.
બ્રહ્માંડનયન સરિખડી પ્રાચી દિશા
પ્રચંડપૂર શેડોનાં મહાબાણ ઉછાળતી.
વરસતાં ફોરાંઓની પેઠે २०
એનાં રંગછાંટણાં ધરતીને છંટાતાં.
કાળના ઉઘાડા મુખ સમું
અન્તરિક્ષ રૌદ્રરંગીલું હતું.
યુગની યુગસમાપ્તિ સમી
રુદ્રમુખી યોધપર્વણી એમ ઉગી. २५

વાયુને મહાવાયુ અથડાય
એમ દુંદુભીનાદ આભમાં અથડાતા.
સેનાનીઓની શીંગીઓના મહાઘોર
જગતને જગાડતા વાતાવરણમાં ઘૂમતા;
વીરોને જગાડી એક જ પ્રાણમન્ત્ર પૂરતા ३०
કે 'ઉઠો, અવસર આવ્યો છે.' ३१

અન્તરિક્ષનાં અણુઅણુ ઉચ્ચરતાં

કે દ્વાપર ઉતરી કલિ બેસે છે.
મહારથીઓનો પ્રાતઃશંખનાદ
એક જ શબ્દ ઉચ્ચારતોઃ મહાસંહાર. ૩૫

કાળની હથેળી સમી
કુરુક્ષેત્રની રણરેખાઓ વિસ્તરતી.
સાગરમાં આભપડછાયા ખેલે
એમ અગમ્યના ઓળા મંહી રમતા. ૩૯

વર્ષોની વરઘોથી ઝંખાતી, ૪૦
ચર્ચાતી, ચિન્તવાતી, વાટ નિરખાતી,
યુગયજ્ઞની પૂર્ણાહૂતિની પળ શી,
નવસૃજનનાં ચોઘડિયાં સમોવડી,
યોધપર્વણી આજ ઉગી હતી.
કાળની વહી લેઇને યમદેવ
કુરુક્ષેત્રને આરે ઉતર્યાં હતા. ૪૬

રણભૂતાવળના ધામ સમો
ઘેરી ઘટાળો એક પારસપીપળો હતો.
ત્હેને તીરે રણસ્થંભ રોપાતો હતો. ૪૯

મેઘપટે દેવના ડંકા ગાજે, ૫૦
વિધિદેવ પ્રાતઃસન્ધ્યાના મન્ત્ર ભણે,
પ્રારબ્ધ ગેબના બોલ નાંખે,
એવો રણદુંદુભીનો મહાશબ્દ થયો.
યોધપર્વણીનાં પ્રભાતને એણે કમ્પાવ્યું:
ત્રિકાળઝીલાતા, કુરુક્ષેત્રે એના પડછન્દા પાડ્યા.
બ્રહ્માંડે જાણ્યું કે યોધપર્વણી ઉગી. ૫૬

દિશાઓ ઉચ્ચરતી હોય,
કે સિદ્ધાંગનાઓ ગાતી હોય એવો
વીરાંગનાઓનો ગીતટહુકો થયો: ૫૯

કાળની ખંજરીના ઝણુકાર ૬૦
ઝીલજો, ભવરણના રમનાર ! ૬૧

સૂર્યદિશાની હૈયાળીમાં
પાંડવોની શિબિરનગરીના કોટકાંગરા ઝંખાતા,
ત્ય્હાંથી આવતો હતો
એ રણવિધાત્રીઓનો રણબોલ. ૬૫

રણસ્થંભ રોપાતો હતો ત્ય્હાં

આભઉતર્યા સૂર્યમંડળ સમા,
મહામાનવતાનાં માનવશિખરો સમા,
મહારથીઓ ટોળે મળ્યા હતા.
તેજપામરી સમાં શ્વેત ઉત્તરીય ઉડતાં. ૭૦
ભાગ્યના પરિમલ ફોરમતી,
દેવમાલા શી, કંઠે ફૂલમાલાઓ ડોલતી.
તપ્તકાંચનવર્ણા દેહમંડળે
ઉડતાં આત્મન્‌કિરણો ઝળહળતાં.
વીરત્વનાં કેસર અર્ચ્યાં હતાં,
અભયનાં કુંકુમ પીળ્યાં હતાં.
ખડકો ફરતાં મોજાં ઉછળે એમ
ચોમેર સેનાનીઓનો ઘેર ઉછળતો. ૭૮

ધર્માધર્મની તુલા શો,
સંસારના ન્યાયાસન સમો, ૮૦
સત્યલોકનાં સિંહાસન સરિખડો,
આભના આધારદંડ સમોવડ
વીરમંડળે રણમાં રણસ્થંભ રોપ્યો;
જાણે કુરુક્ષેત્રના ધર્માસને
કાળપુરુષ સ્વયં આવી બેઠા. ૮૫

ગુરુવરને શિષ્યમંડળ પ્રણમે
એમ વીરસંઘે રણસ્થંભને પ્રણમ્યો.
યજ્ઞશાળાના યજ્ઞકુંડ સમીપે
બ્રહ્મચારીઓ બ્રહ્મદંડ મૂકે એમ
યોધરાજોએ ધનુષ્યદંડ ચરણમાં ધર્યા. ૯૦
પિતામહે બ્રહ્મચર્યને પૂજ્યું,
આચાર્યદેવે યુગવિધાતાને પૂજ્યા,
ધર્મરાજે સદ્ધર્મને પૂજ્યો,
કર્ણે પ્રારબ્ધને પૂજ્યું,
અર્જુને ગાંડીવદંડને પૂજ્યો,
કૃષ્ણચંદ્રે કાળપુરુષને પૂજ્યો.
ન હતું પૂજનીય કોઇ
દુનિયામાં એક દુર્યોધનને. ૯૮

કાળની ખંજરીના ઝણકાર
ઝીલજો, ભવરણના રમનાર ! ૧૦૦

કુરુક્ષેત્રની વિધાત્રીઓ સમી ગાતી
પુણ્યમૂર્તિ પાંડવવીરાંગનાઓ
પ્રારબ્ધને પગલે ત્ય્હાં પધારી.

વન્દનીયને વન્દન વન્દી
દુઃખમૂર્તિ કુલમાતા કુન્તાજીએ
યુગયુગથી ગોત્રપૂજ્ય રણસ્થંભને પૂજ્યો.
વીરત્વનેત્રી કૃષ્ણવીરી સુભદ્રાએ
રણસ્થંભને ખોળે મસ્તક મૂક્યું.
પછી વિધિબાલાને પગલે પધાર્યાં
ભરતગોત્રનાં મહારાણી દ્રૌપદીજીઃ ૧૧૦
જાણે ભાગ્યદેવી સ્વયં ડગ ભરતાં ન હોય.
ધર્મરાજની હસ્તસ્થળી મસ્તકપુટે ધારી,
આચાર્યદેવને ઢીંચણિયે નેત્રપાંદડીઓ ચાંપી,
પિતામહની ચરણવન્દના કીધી.
કૃષ્ણચન્દ્રનાં નેત્રોમાં સહજ હસી
જગતભાર વહતી દેવી શી આગે સંચરી;
જાણે વિશ્વવધામણે જતી આષાઢી વાદળી.
કુંકુમકેસર અર્ચ્યાં, અક્ષત છાંટયાં,
કર્પુરઆરતીથી પંચઆરતી ઉતારી.
કુરુક્ષેત્રની અધિષ્ઠાત્રી શી પછી ઉચ્ચરીઃ ૧૨૦
'કાળના ઓછાયા ઉતર્યા.

## યોધપર્વણી

આજ યોધપર્વણી ઉગી છે:
ગાવ એ કાળબોલનું ગીત.' ૧૨૩

કાળની ખંજરીના ઝણુકાર
ઝીલજો, ભવરણના રમનાર !

રજની આથમે, દિવસ ઉગે છે, દિશા ઉઘાડે બાર:
યુગ ઉતરે, નવયુગ બેસે આ; એના મહાઉચ્ચાર-

એહવા વીરના ધનુટંકાર
ઝીલજો, ભવરણના રમનાર !

શીંગી વાગી, શંખ પૂર્યા, દુંદુભી દે છે વિધિકોલ: ૧૩૦
અવનીઉરમાં, ગગનગુફામાં ગાજે યુગના બોલ:

ભૂતભાવીના એ ભણુકાર
ઝીલજો, ભવરણના રમનાર !

રુદ્ર ન્હોતર્યા, જોગણી ન્હોતરી, ન્હોતરિયા યમદેવ;
ભાગ્યબોલ બોલે છે આજે કાળપુરુષ સ્વયમેવ:

ઝીલજો, ભવરણના રમનાર !
કાળની ખંજરીના ઝણુકાર.

કાળની ખંજરીના ઝણુકાર
ઝીલજો, ભવરણના રમનાર ! ૧૩૯

ભારુંડ સામશબ્દ સમો ૧૪૦
વીરમંડલના રણગીતનો મહાઘોર
દિશાઘટાઓમાં ઘોરમતો હતો. ૧૪૨

ગેબને પ્રશ્ન પૂછન્તી શી આંખડલીની
એક મીટ અન્તરિક્ષમાં ભરીને
રણદુર્ગા શી મહારાણી દ્રૌપદીજી
રણયજ્ઞકુંડ સમા રણસ્થંભ ભણી વળી.
કુલત્રાતા ગાંડીવધનુષ્યનાં ઓવારણાં લીધાં,
ધર્મમૂર્તિ રણસ્થંભનાં દુઃખડાં લીધાં.
દિશાઓની પાર નિહાળન્તી શી,
પૃથ્વી પોતે ઉચ્ચરતી હોય એમ, ૧૫૦
પછી રણદુર્ગા ઉચ્ચરીઃ ૧૫૧

'રુદ્રમૂર્તિ કાળપુરુષ !
મ્હારું સતીત્વ અખંડ છે,
મ્હારું સૌભાગ્ય એવું અખંડ રાખજો.' ૧૫૪

સૌમ્યદેહી, બ્રહ્મમૂર્તિ શો,
ભારતપ્રતિમા શી ભવ્યદેહિની દ્રૌપદીજીને

આશીર્વાદે આવતો હોય એવો,
કુરુક્ષેત્રની કિનારી ઉપર
એવે સૂર્યદેવ ઉગ્યો. ૧૫૯

વીરમંડળના હૈયાના દુંદુભીદુંદુભીએ ૧૬૦
મહારાણીના બોલના ડંકા વાગ્યા.
ગેબે એ રણદુર્ગાનો બોલ ઝીલી લીધો,
કુરુક્ષેત્રને વધાવી દિશદિશમાં પડછન્દા પાડ્યા. ૧૬૩

કાળજૂનો, ઇતિહાસસિદ્ધ, સનાતન,
વેદમૂર્તિ આચાર્યદેવે પછી સિંહનાદ કીધોઃ
सत्यमेव जयते. ૧૬૬

ગુરુદેવના એ વેદપ્રાચીન ભાગ્યમન્ત્રનો
પાંડવકૌરવ સેનાનીઓએ પડઘો પાડ્યો,
ને આભમાં ઉછાળ્યોઃ सत्यमेव जयते. ૧૬૯

ગિરિવર પરથી ઝરણાં ઢોળાય એમ ૧૭૦
ધર્મપુરુષની સ્થાપના કાજે મળેલી
મહાસેના પછી વેરાઇ ગઈ.
અજવાળાંના ધ્વજપટ સમાં,

દેવમૂર્તિ પિતામહનાં ને ધર્મરાયનાં
પુણ્યશ્વેત ઉત્તરીય
પ્રાતઃતેજમાં સંગાથે ફડફડતાં.
કાળ ચોઘડિયું વાંચી-વાંચીને
રણસ્થંભે જાણે હસતો હતો. ૧૭૯

બ્રહ્મદેવનાં પુષ્કર સરોવર શાં
મહાસેનાઓનાં બે સરોવર ૧૮૦
ક્ષિતિજખોળે પથરાયાં હતાં.
મંહી શિબિરોની લહરીઓ ઉછળતી.
વિન્ધ્યાટવીનાં ગિરિશિખરો
ઘેર વાળી પડ્યાં હોય એવાં
શિબિરશિખરોનાં ઘટામંડળ દર્શાતાં.
વીરત્વના ખોલેલા કલાકલાપ શા,
મહારથીઓની મુગટઆભા સમોવડ,
શિબિરઘુમ્મટે પ્રાતઃતેજ ઢોળાતાં.
ગેબની ઝાડીઓ શી છાવણીઓ
કુરુક્ષેત્રની હથેળીઓમાં વિરાજતી. ૧૯૦

ઠામઠામ ત્ય્હાં ધનુષ્યપૂજા થતી,
ઠામઠામ ત્ય્હાં ધ્વજપૂજા થતી,
ઠામઠામ ભારુંડશબ્દે ત્ય્હાં અધ્વર્યુ
વીરત્વના વેદમન્ત્રો ઉચ્ચારતા.
વેદી ઉપર હોમ થતા,
અગ્નિથી આત્મઅગ્નિ પ્રજ્વલતા.
ભવ્ય શબ્દે ભેરીનાદ થતા,
નટરાજ શા વીરત્વના નટેશો નર્તતા.
નગરનગર ઉપર આભ ઉડે એમ
સહુ ઉપર તરતા દુંદુભીના શૂરઘોષ ૨૦૦
ને શંખના કાલબોલ સંભળાતા.
મહાસેનાના સેનાનીઓ ઉચ્ચરતા
કે યુગયજ્ઞની પૂર્ણાહૂતિની
આજ મહાપર્વણી છે. ૨૦૪

ભવ્ય, ગંભીર, માઝાવન્તા,
મહાસાગરનાં મોજાંઓના પ્રચંડ ઉત્સાહે,
કાળને યે જીતવા ચ્હડેલા
કુરુક્ષેત્રના મહાયોધરાજો ઉધડકતા. ૨૦૮

વીરત્વનાં મંગળ વધામણાંમાં
એ ઇતિહાસયશસ્વિની સ્હવારનો 210
હિંગળોકવર્ણો પ્રથમ પ્રહર વીત્યો.
દેવો ઉતરી જાણે હૈયે વસ્યા,
જોગણીઓ જાણે ધનુષ્યધનુષ્યે આવી બેઠી. 213

ને પછી કુરુક્ષેત્રને
બીજા પ્રહરનાં કેસર છંટાયાં.
પૂર્ણિમાના સાગરની મધ્યાહ્નઘોષણા શો
ભેરીશબ્દ પ્રચંડ ગંભીર પ્રલંબાતો.
યુગયુગની મહાસન્ધ્યાનો અવસર ઉગ્યો.
રણદેવતાને છેલ્લા હવિ સમર્પી
મહારથીઓ રથે ચ્હડ્યા. 220

સૂર્યદેવે મધ્યાહ્નયજ્ઞ માંડ્યો.
એક પ્રગટ્યો, બીજો ઝબક્યો,
વીરત્વની વસન્તનાં અસંખ્ય ફૂલડાં તરવર્યાં.
સન્ધ્યાહૈયે તારકમંજરીઓનાં ઝૂમખાં શી
વીરમંડળની તેજસ્વી મંજરીઓ
કુરુક્ષેત્રની હૈયાઘટાઓમાં ડોલવા લાગી.

ફોરાંઓની ઝડીઓ થઇ,
ઝડીઓના ધોધ થયા;
ધોધનાં સરોવર ને સાગર ભરાય
એમ સેનાનીઓનાં સરોવર ઉભરાયાં, ૨૩૦
ને સરોવરના સાગર થયા.
સાગરની ઉછળતી તરંગપરંપરા ઉપર
નૌકાઓના શઢ ફડફડે,
એમ રથીઓના રથધ્વજ
સેનાઓના સાગર ઉપર ફરફરતા.
ઘૂંચળાં ખાતા ગર્જન્તા મહામોજ આવે
એવાં ગર્જન્તાં ને ઘૂમડી ખાતાં
મહારથીઓનાં મહાઘોષ રથચક્ર
વમળ ખાતી ઘૂરી શા ઘૂરકતા.
ભાલાની ફાળે અશ્વરાજ આવતા, ૨૪૦
મદોન્મત્ત મેઘરાજની ફાળે
સેનાધીશોના માતંગરાજ આવતા.
રણધ્વજ સમીરણોને પારખતા,
રથચક્ર ધરતીને પારખતાઃ
વીરત્વપ્રોજ્જવળ યોધરાજોનાં

અગ્નિકુંડ શાં જ્વાલાજ્વલન્ત લોચન
કુરુક્ષેત્રના અન્તરિક્ષને પારખતાં.
શેરી નહિ, નગરી નહિ,
દેશ ડોલે એમ ધરતી ડોલતી.
મહાવીરોની આયુધપાંખોમાંથી 	૨૫૦
બળબળતા મધ્યાહ્ન વીજળીઓ ઝબકતી.
હિમાદ્રિની વનપરંપરા પથરાય,
આષાઢી મેઘમાલાઓ આચ્છાદાય,
એમ વીરોનાં વન પથરાતાં.
પૂર્વપશ્ચિમનાં પલ્લાંઓ કરી
સૂર્યદેવે જાણે ધર્મતુલા માંડી.
એક સાગર ઠલવાઇ
બીજો સાગર જાણે ભરાતો હોય
એમ દ્વાપર કલિમાં ઠલવાતો હતો.
ઘોર, મહાકાય, પ્રલયપ્રચંડ 	૨૬૦
દ્વાપરનો છેલ્લો મધ્યાહ્ન ઉગ્યો. 	૨૬૧

પછી પધાર્યા કૌરવસેનાધીશઃ
જાણે ભરતગોત્રનો સૂર્ય આવ્યો.

ધરણીએ રણઘોષ કીધો.
આઘેઆઘેથી તીર્થધ્વજ નિરખી
યાત્રીઓ દેવઘોષણા કરે,
એમ સેનાનીઓએ જયઘોષણા કીધી.
સિંહબાળ ફાળ ભરે
એવા ઘોડીલા ઉછળતા.
ગાંભીર્યે ગિરિમુદ્રાળા, ૨૭૦
પ્રતાપે મધ્યાહ્નમુદ્રાળા,
અનુભવે યુગમુદ્રાળા,
ભીષ્મ પિતામહ કુરુક્ષેત્રમાં પધાર્યા.
દોઢસોક વર્ષની તડકીછાંયડી
એમને અંગે ચમ્મર ઢોળતી.
પાંડવકૌરવનાં આયુધ નમ્યાં,
મધ્યાહ્નભાસ્કરનું તેજ ઝંખવાયું.
કુરુક્ષેત્રભરતા વીરમંડળે જાણ્યું કે
વૃદ્ધત્વબીહામણો યુગકેસરી
ગુફા છાંડી રણચોકમાં પધાર્યો. ૨૮૦

ને છેલ્લે કુરુક્ષેત્રમાં પધાર્યા

ભારતના ભાગ્યવિધાતાઃ
જાણે ભારતવર્ષનાં ભાગ્ય આવ્યાં,
જાણે યુગના યુગદેવ પધાર્યા.
તરંગકાય, તેજવર્ણા, બાણવેગી,
પ્રાણનાં પૂર શા ઉછળતા,
અશ્વરાજ, ઉત્સાહમૂર્તિ શા, આવતા.
વાયુપુત્રમંડિત રથધ્વજ લહરતો.
ભાગ્યદોરીઓ સંચારતા હોય
એવા અશ્વઅછોડા સંચારતા, ૨૯૦
મેઘશ્યામ રથઆભાને આરે
મેઘશામળા જગતજ્યોતિ ઉભા હતા.
કૌરવોએ દીઠો કાળપુરુષ આવ્યો.
પડખે જોબનનો વડલો હતો.
મહાશાખાઓ સમા એના ભુજદંડ હતા.
આંખમાંથી અગ્નિઝાળો ઝબકતી.
યજ્ઞકુંડના અગ્નિવર્ણો એ
ભરતવંશનું મહાથડ હતોઃ
એને માથે, ભાગ્યમુગટ શા,
હતા ભરતગોત્રના ઘટાઘેર. ૩૦૦

પ્રાતઃકાલે જગજ્જનો સૂર્યરાજને જ નિરખે
એમ અઢારે ક્ષોણી યોધરાજ
એ મહારથને નિરખી રહ્યા.
નર ને નારાયણની જોડલી
મહાકાળની પાંખો શી ઉડતી આવી.
પૂનમચન્દ ઉગ્યે તારકસંઘ ઝંખવાય
એમ સેનાનીઓ ઝંખવાયા.
કુરુક્ષેત્રમાં રણહાકલ પડી કે
કુરુક્ષેત્રનો કાલકેતુ પધાર્યો.
પિતામહે કૃષ્ણચન્દ્રને પ્રણામ કીધા. ૩૧૦
કૃષ્ણચન્દ્રની એકએક આંખડલીમાં
એક યુગ આથમતો હતો,
એક યુગ ઉગતો હતો. ૩૧૩

સાગરમાં નદીઓ ઠલવાય
એમ કુરુક્ષેત્રના મહાસાગરમાં
યોધરાજોના મહાનદ ઠલવાયા. ૩૧૬

ઉભય મહાસૈન્યોની મધ્યે,
અઢાર ક્ષોણી માનવસાગરની વચ્ચોવચ્ચ,

ખડક ઉપરના દેવમન્દિર સમો,
પારથનો રથ આવી થંભ્યો. ૩૨૦
પ્રેરણા અને પરાક્રમની બેલડી શા,
સૂર્યચન્દ્ર સમોવડ કાળઘડનારા,
કુરુક્ષેત્રના એ બે મહાયોધરાજો,
યુગપલટાના અધિષ્ઠાતા સમા,
કુરુક્ષેત્રનો સાગર નિહાળતા ઉભા. ૩૨૫

રણમયદાન રુદ્રરંગીલું હતું.
વાતાવરણમાં ગહનતાના ઓળાઓ રમતા.
યમદેવના ઉતરેલા પડછાયા શા
મહારથીઓના રથધ્વજના પડછાયા
કુરુક્ષેત્રપાટે પથરાતા, ૩૩૦
ને મધ્યાહ્ને સૂર્યગ્રહણ શો ભાસ થતો.
સંહારના એ ઓછાયાઓમાંથી
અન્તરિક્ષ ચીરી પ્રલયપુરુષ પ્રગટ્યો,
ને પૃથ્વીપ્રવર પારથને પૂછ્યું;
આ શું આદર્યું છે? ૩૩૫

ગગનગુફાએ ફેંકેલો પ્રશ્ન

આત્મમન્દિરે પડી પછડાયો,
ને ત્ય્હાં ગેબની ઘંટા બોલી.
ભૂતભાવીનાં ભીષણ મહાવન
મૂર્તસ્વરૂપ ધારીને આંખડીમાં ઉભાં. ૩૪૦
કુરુક્ષેત્રની ભયંકરતા,
મહાસંહારની રુદ્રમૂર્તિ,
પ્રલયપુરુષની ઉપાડેલી હાથેળી
પુરુષપ્રવર પારથે દીઠી.
દિશાઓ પાછળનાં મૃત્યુપૂર
ધમધમતાં સાંભળ્યાં.
નૃલોક ડગમગતો દીઠો.
દેહમાંથી આત્મા નિર્ઝરી ગયો,
કરમંડલમાંથી ગાંડીવ સરી પડ્યું.
ધરતીકંપે ધરતીને કંપતી પેખી ૩૫૦
અંગઅંગે દેહકમ્પ થયો.
લોકપ્રમુખ, મહાધન્વા, યુગમૂર્તિ,
વીરમંડલનો વીરત્વધ્વજ સવ્યસાચી,
ધનુષ્યની ઉતારેલી ધનુર્જ્યા સમો,

ઢીલો-વ્હીલો-નિશ્ચેતન થઇ બેઠો:
જાણે વજ્રજીહ્વાવિહોણું મહાબાણ. 356

પણ પડખે જ હતા એ
યુગયુગના બ્રહ્માંડસ્થંભ.
એની વિશ્વઘૂમતી આંખડલી
મહાસંહારનાં પૂરને યે પી જતી, 360
ને પ્રલય પાછળનાં સૃજન નિરખતી.
એને વદને વીજળીઓ ઝબકી,
એની જીહ્વાએ ચેતનનાં ખડ્ગ ચમક્યાં,
ત્રિકાળનાં ડહાપણ નીઝર્યાં. 364

"વીરમંડળના ઓ વિક્રમદેવ!
આર્યવંશના ઓ આર્યપ્રવર!
મૃત્યુપીધેલા ક્ષત્રિયસુભટ
જેના નામસ્પર્શે સજીવન થશે
એવા ઓ ક્ષાત્રસંજીવન મણિ!
ગાંડીવ શાને છાંડ્યું? 370
બ્રાહ્મણ યજ્ઞ છાંડે,

તો ક્ષત્રિય શસ્ત્ર છાંડે:
સૂર્યદેવ પ્રતાપ ત્યાગે,
તો ક્ષત્રિય વીરત્વ ઉતારે.
જીવનની ધન્ય ઘડી ઉગી છે.
કર્તવ્યનો પરમ અવસર આવ્યો છે:
રણમાં રણવીર થા.
જો ! આભનાં બારણાં ઉઘડે,
જો ! દેવનાં દ્વાર સંકેલાય.
સાંભળ, કુરુક્ષેત્રપારથી ન્હોતરે છે      ૩૮૦
સ્વર્ગનાં કે હસ્તિનાપુરનાં સિંહાસન.
મહાકર્તવ્યની ચાખડીએ ચ્હડવું
એ જ માનવતાનો માનવયજ્ઞ;
એ જ જનતાનો જીવનયોગ.
પુરુષાતન છે પુરુષનો જીવનાદેશ.
મનુષ્યે તો માંડવાનો છે માનવયજ્ઞ.
કાળને પી જા,
વિરાટને યે માપી લે.
સૂર્યચન્દ્રની ગેંદો ઉછાળતો
આયુષ્યપન્થે સંચરતો જા.      ૩૯૦

અનભેનાં કવચ પ્હેર્યાં છે,
પ્રાક્રમનાં પુરુષાતન વર્યાં છે.
ઉઘાડા સ્વર્ગદ્વારશું છે આ ધર્મયુદ્ધઃ
**तस्मात् युद्धस्व, भारत !**
નિષ્કામ થા, ઇન્દ્રિયોને સંકેલ;
આકાંક્ષા ને આરઝૂને લગામમાં લાવ.
ભવ્યવર્ણો, ઉદારભાવ, વિશ્વાધાર
નિષ્કામ કર્મયોગ આચર.
ઉઠ, ગાંડીવ લે, હાકલ પાડ
ને આભને યે થરથરાવતો  ૪૦૦
જીત જીવનના જંગને.
જો! સૃષ્ટિ સરજેલાના દાણા ચાવે છે.
લવીંગલાકડીએ સૃષ્ટાનો નિમિત્ત થા.
બ્રહ્માંડ વિભૂતિઓ વરસે છે,
આત્માની અંજલિમાં ઝીલ.
ભાગ્યની ભરતી ચ્હડી છે,
સાનન્દ સત્કારી લે.
જીવધારીનો મહાધર્મ છે જીવનયોગ."  ૪૦૮

બે ડંકા દુંદુભીના વાગે
ને જોદ્ધો રણરમણાએ ચ્હડે; ૪૧૦
બેએક ઘોર ગર્જના ગાજે
ને રણઘેલો મેઘ આભઘૂમણે ઘૂમે;
એમ પારથપ્રાણને બે ડંકા વાગ્યા
ને આત્મા જાગી ગયો.
મોહમૂર્છાની અન્ધારી ઉતરી.
ધનુષ્યને પણછ ચ્હડે એમ
પ્રાણને ઉતરેલી પણછ પાછી ચ્હડી,
ને પારથ સચેતન થયો.
ગ્રહણ છૂટયે સૂર્યપ્રભા ઝળહળે
એમ ભભૂકી ઉઠયો. ૪૨૦
વીરની વીરત્વજ્યોત પાછી જાગી,
ઉત્સાહનાં પાતાળપૂર ફરી પ્રગટ્યાં.
કાળપુરુષની રુદ્રવર્ણી આંખડીમાં
આંખડી હસાવતો પાર્થ ઉઠયો. ૪૨૪

સામુદ્રધુનીની બે પાળે બે સાગર
તરંગરાજની પરંપરા ઉછાળતા વિસ્તરે,
એવી મહાસેનાઓ વિસ્તરતી. ૪૨૭

એવે ધર્મરાજ રથેથી ઉતર્યા.
સૂર્યદેવ કિરણો ઉતારે
એમ શસ્ત્રકવચ ઉતાર્યાં. ૪૩૦
વીરના વીરવેશે નહિ,
પણ એથી યે અધીકડી
પ્રકૃતિના પુત્રની મહાપ્રભામાં,
મનુષ્યનાં પરમ મનુષ્યત્વ ઓઢી
કૌરવસેના ભણી સંચરતા હતા.
રાજહંસલ ચારે પાંડુપુત્રો,
પાંખના પડછાયા સરિખડા,
સાધુવેશે સંગાથે થયા.
પંચાયતન દેવમંજરી કો ડોલતી આવે,
ધર્મક્ષેત્રના પાંચે પ્રાણ ૪૪૦
મૂર્તિમન્ત જાણે સંચરતા હોય
એવી મહામનુષ્યોની એ માનવમંજરી
રણભોમમાં ચાલતી હતી. ૪૪૩

કૌરવરાજે ધાર્યું શરણે આવે છે,
ગાન્ધારરાજે ધાર્યું નવશરતો લાવે છે,

સેનાનીઓએ ધાર્યું–પણ ધરાયું નહિ.
મહામનુષ્યત્વનાં આશ્ચર્યચરિત એવાં હોય:
અપૂર્વ, અકળિત, કૌતુકકારી, યુગ આદેશતાં,
કલ્પનાના પાત્રે યે અણસમાતા. ૪૪૯

ગિરિદેશને મોખરે ગઢ ઉભો હોય, ૪૫૦
એવા સેનામોખરે પિતામહ હતા;
ત્ય્હાં એ પાંચે માનવદેવ સંચર્યા. ૪૫૨

ધર્મરાજે પ્રદક્ષિણા કરી,
અર્જુને ચરણરજ લીધી,
ભીમે દંડવત્ પ્રણામ કીધા.

હૈયાના ઉછળતા ઉચ્ચારે
પિતામહ ઉચ્ચરી ઉઠ્યા; "જય હો!
મ્હોરેલા મનુષ્યત્વનો જગતમાં જય હો!
વીરથી યે વડેરા, મહારથીથી મ્હોટેરા,
દુનિયાને મન્દિરે માનવદેવ છો. ૪૬૦
સૃષ્ટિનો સૌરભ સર્જન છે.
તમ આયુષ્યકથાથી ધરતી ધન્ય છે." ૪૬૨

તેજની ઝડીઓને વધાવે એમ
સૂર્ય સમા કુરુવૃદ્ધ પિતામહના
આશીર્વાદને વધાવતા વધાવતા
પાંડુપુત્રો ગુરૂદેવને રથે પધાર્યા.
બ્રહ્મર્ષિની બ્રહ્મગુફા શો
રણુસોહામણો એ રથ હતો.
પંચપાંખડી પોયણું નમે
એમ પાંચે મસ્તકો ચરણુમાં પડ્યાં, ૪૭૦
ગુરુધનુષ્ય લેઇને નયને ચાંપ્યું.
ભૂતભાવીની ગુફા ઉચ્ચરતી હોય
એવા કુલવૃદ્ધ ગુરુદેવ ઉચ્ચર્યા:
“દેહ બન્ધાય છે અન્નથી:
એ અન્ન કૌરવરાજનાં હતાં.
આત્મા છે ગુણુપરિમલતરસ્યો:
એ ન્હાળ્યા તમ આત્મન્પુષ્પોમાં.
સહસ્રપાંખડીએ પ્રફુલ્લેલાં
ત્હમે છો માનવકમળો.
શ્રુતિબોલ શો બ્રહ્મબોલ છે મ્હારો: ૪૮૦
દેહ ઝૂઝશે દેહભૂતોની સંગાથે,

આત્મા રમશે આત્મપુત્રોના પરિમલમાં.”   ૪૮૨

વેદમન્ત્રોના વરસતા આશીર્વાદ
આત્મઅંજલિમાં વધાવી લે,
એમ ગુરુદેવના આશીર્વાદ ઝીલતા,
પૂજનીય સર્વને પૂજી-પ્રણમી,
કુરુક્ષેત્ર ઉપર ઝઝૂમતા કાળપુરુષને
આત્મવન્દનાથી વન્દી,
પાંડુકુમારો રણરથે ચ્હડ્યા.
મહાસેનાઓએ જોયું ને જાણ્યું કે   ૪૯૦
પાંચ સૂર્ય સંગાથે ઉગ્યા.   ૪૯૧

નગરસીમે શિવમન્દિર હોય
ને એ ઉત્તુંગશૃંગ શિવમન્દિરેથી
પ્રાતઃમુહૂર્તનો શંખ પૂરાય
એમ પિતામહે શંખનાદ કીધોઃ
જાણે દેવમુખે ઉચ્ચર્યા કે
જંગમંડાણનો અવસર ઉગ્યો છે.
ગગનધ્રૂજાવન્તી એ મહાઘોષણાની ઝડીઓ

મહાસેનાઓ ઉપર વરસી.
પરાક્રમમૂર્તિ પિતામહે ૫૦૦
ડગલું એક આગળ ભર્યું.
પૂર્ણિમાના ચન્દ્રદર્શને સાગર સળકે
એમ બ્રહ્મવર્ચસ્વી પિતામહનાં દર્શને
મહાસેનાઓના સાગર સળકયા. ૫૦૪

એવે અઘોર વાયુ વાયો:
જાણે દિશાઓએ દ્વાર ખોલ્યાં;
જાણે સ્વર્ગ ને નરકના,
તેજલોક સત્યલોક બ્રહ્મલોકના
મહેલોની ભોગળો ઉઘડી.
દિશાઓ પાછળના સન્દેશા આવતા. ૫૧૦

ઉત્તરની એક વાદળી ઉતરી:
જાણે દેવવિમાને ચ્હડીને
દેવાધિદેવ કુરુક્ષેત્રમાં પધાર્યા. ૫૧૩

અને એ પછી
શ્રી કૃષ્ણચન્દ્રે શંખ પૂર્યો:

જાણે કાળબોલ ઉચ્ચરતા હોય કે
'યોધરાજો! સાવધાન.' ૫૧૭

કુરુક્ષેત્ર રણબોલ બોલતું હોય
એમ સિંહનાદે પિતામહે કહ્યું:
'પાર્થ! પ્રથમ બાણ પુત્રદેવનું. ૫૨૦
અઢાર ક્ષોણી આ માનવતામાં
તું એક છો મ્હારો વારસ;
તું એક છો શસ્ત્રોને યે સોહાવણહારો.
માનવનગરીમાં તું મન્દિરશિખર છો.
જો! આભમાંથી બ્રહ્મદેવ નિરખે છે,
કાળનાં પલ્લાં માંડી યમરાજ
પૃથ્વીનાં પુણ્યપાપ જોખવા બેઠા છે.
પ્રથમ બાણ પુત્રદેવનું.
વધાવ પિતામહને બાણપૂજાથી.' ૫૨૯

વિશ્વના મહાનુભાવ વીરમંડલનું ૫૩૦
એક સંયમનસૂત્ર છે:
શૂરસંઘનો સંઘવી વિનવે તો–

સ્હામાવાળિયાનું યે-સેનાનીએ સન્માનવાનું.
પિતામહનો-કૌરવસેનાધીશનો આજ્ઞાટંકાર
જગતક્ષત્રિયપૂજ્ય પાંડુકુમારે શીર્ષે સ્હડાવ્યો.
ચાપ સજ્યું, બાણ સાંધ્યાં, છોડ્યાં.
પંચ મહાપ્રાણના પૂજનાર્થે
બાણપંચકની મંજરી
પરંતપે પ્રેરી ને પાઠવી.
કુરુક્ષેત્રના મહાસંગ્રામની ૫૪૦
એ પ્રથમ બાણપાંખડીઓ,
વિધાત્રીની લેખિની સરિખડી,
કાળની જીહ્વાઓ સમી,
અન્તરિક્ષ વીંધતી ઉડી. ૫૪૪

તત્ક્ષણ દિશાઓ ધૂંધળી પડી,
મધ્યાહ્નનો સૂર્યદેવ ઝંખવાયો,
જાણે પ્રારબ્ધપેખતા જગતે
ગ્રહણનો અન્ધારપછેડો ઓઢ્યો.
વિશ્વભયંકર કાળયોગના
કુરુક્ષેત્રે જાણે પડછાયા પડ્યા. ૫૫૦

હંસની ડોક સમા
વજ્રચંચાળાં ઉડતાં આવન્તાં બાણ
કૌરવરાજે દીઠાં; ન ખમાયું.
જીવનભરનો ભારેલો મહાઅગ્નિ
નયનકુંડમાં પ્રજ્જવળી ઉઠયો.
જગતની ત્રિકાળનૌબત સમા કુરુક્ષેત્રે
પ્રથમ પ્રહારડંકો પાડ્યાનો અક્ષય કીર્તિધ્વજ
જીવનરંક પારથને વરશે?
કૌરવાધીશે પ્રતિબાણ છોડ્યાં,
પાર્થની શરમંજરીને છેદી. ૫૬૦
દેવપુષ્પો સરિખડી
પિતામહને મુગટે વરસવાની હતી
તે શરમંજરી, ચરણવન્દના કરતી,
ચરણોમાં જઇને પડી. ૫૬૪

મૃગયામાં પરપંજો પડ્યે
છંછેડાયેલા સિંહરાજની રુદ્રદૃષ્ટિએ
પિતામહે પાછું વાળી જોયું.
કુરુરાજવીને ચાપસજ્જ હસતા દીઠા.

એ રુદ્રદૃષ્ટિની પ્રચંડ વીજળીઓમાં
કૌરવસેનાનો સંહારસન્દેશ હતો. ૫૭૦

પ્રભાતે નહિ;
યોધરાજોની સાચી યોધપર્વણી
ત્હારે-તે મધ્યાહ્ને ઉગી.
વિશ્વવદન શા પ્રાચીખંડમાં નહિ;
યોધરાજોની યોધપર્વણી કુરુક્ષેત્રમાં ઉગી. ૫૭૫

દિશાઓને જાણે પડદા પડ્યા,
સૂર્યદેવે જાણે ઉત્તરીય ઓઢ્યાં.
કાળ ભૂલશે નહિ,
ઇતિહાસ વીસરશે નહિ,
એવો કુરુક્ષેત્રનો મહાસંહાર પછી મંડાણો. ૫૮૦

મહાવીરોએ વીરરમણા આદરી.
સાતપૂડાની મહાકાય પર્વતાવલિઓ
સ્હામસ્હામી સંચરે એમ
મહાસૈન્યદુર્ગ સ્હામસ્હામા ભટકાયા.
પુણ્યપાજ રામસેતુ સમીપે

સ્હામસ્હામાં પૂર પછડાય છે એમ
રણદેવતા શા રણસ્થંભ સમીપે
અઢાર ક્ષોણી મહાસેનાઓ અથડાઇ;
જાણે મહાસાગર પરસ્પર પછડાયા.
આભને વિદારતો, દિશાઓને ડોલાવતો, ૫૯૦
અવનીવાસી માનવકુલને કંપાવતો,
ઇતિહાસના ધરતીકંપ સમોવડો,
મહાકોલાહલ ગાજી ઉઠ્યો.
જાણે ધરતીનું હૈયું ફાટતું હોય,
જાણે આભના કટકા વરસતા હોય,
એવો હતો અઢાર ક્ષોણીનો એ હૈયાઉચ્ચાર.
મહાસૈન્યો ઉપર ઉડતો ઉડતો,
ગગનાટવીમાં ગડગડતો ગડગડતો,
પૃથ્વીલોકના પોકાર શો એ મહાશબ્દ
ચૌદ લોકમાં ઘૂમી વળ્યો. ૬૦૦
યુગના યુગથી અણઆથમ્યો છે
કુરુક્ષેત્રનો એ મહાકોલાહલ.
આજે યે ગાજે છે પાણીપતના પગથારે
એ મહાકોલાહલની શબ્દઘોષણા. ૬૦૪

વાયુમાં રજકણ ઉડે
એમ સેનાનીઓ ઉડતા.
વંટોળમાં પાંદડાં ઘૂમે
એમ અશ્વરાજ ઘૂમતા.
દેવધ્વજી વિમાન વિચરતાં હોય
એવા મહારથીઓના રથ વિચરતા. ૬૧૦
આભલાંના ઓછાયા ડોલે
એમ ગજરાજ ડોલતા.
સાગરના તરંગરાજ ઉછળે
એમ યોધરાજ ઉછળતા.
વ્યોમવિહારી કો દેવપ્રવર
દેવપ્રવર શું વાતે વળગે
એમ રથધ્વજ રથધ્વજમાં ગૂંથાતા.
ઝંઝાનીલના ઝમકારે
વૃક્ષરાજોનાં મહાવન ધૂણી ઉઠે
એવાં મહાસૈન્યો ધૂણી ઉઠ્યાં. ૬૨૦
ધૂર્જટીએ જાણે જટા ખંખેરી,
ને કાળબાંધ્યાં ઝૂલ્ફાંઓ
પ્રલયનૃત્યે નાચવા લાગ્યાં.

મેઘને મેઘ અથડાય,
પર્વતમાળને પર્વતમાળ અથડાય,
પ્રારબ્ધને પ્રારબ્ધ અથડાય,
અન્ધારાંને અજવાળાં અથડાય,
પાપને પુણ્ય અથડાય,
અધર્મને ધર્મ અથડાય:
એમ કુરુસૈન્ય ને પાંડવસૈન્ય અથડાયાં. ૬૩૦
કોટી-કોટી જીહ્વાએ
માનવવંશ આજે યે જપે છે
એ મહાભારત મંડાયાં.
કંઇક વર્ષોથી લોકહૈયે ભારેલો
યુગનો જ્વાલામુખી ફાટી નીકળ્યો. ૬૩૫

મહાસંહારનો શબ્દ બોલતા હોય,
પિતામહે એવો શંખનાદ કીધો.
એનો હુંકાર ઘાટે ઘાટે ગોરંભે છે આજ.
સંયમસિદ્ધ, આજન્મબ્રહ્મચારી,
બ્રહ્મચર્યવર્ચસ્વી મહાનામ ભીષ્મ પિતામહ ૬૪૦
વીરમંડળમાં વીરપૂજ્ય હતા,

યોધસંઘમાં યોધતીર્થ હતા.
કુરુક્ષેત્રના માનવમહાસાગર મધ્યે
એક જ હતા એ
મન્થનઅધિષ્ઠાતા રૈવતશિખર.
આકાશજલમાં એક મીટની અંજલિ ભરી,
વિધિયોગનો કાળમન્ત્ર વાંચી
એ મહાઘોષનો શ્રી કૃષ્ણચન્દ્રે,
પ્રારબ્ધના મન્ત્રોચ્ચાર શો,
પ્રતિઘોષ પાડ્યો. ૫૫૦
કુરુક્ષેત્રની પ્રચંડ માનવમેદનીમાં
એ એક જ વિરાટપુરુષ હતા;
એ એક જ યુગદ્રષ્ટા હતા.
એમ મહામૃત્યુની ઘોર ઘોષણાઓથી
કુરુક્ષેત્ર સદાયનું ગાજી ઉઠ્યું. ૬૫૫
પ્રારબ્ધ શાં અતલજલ મહાઆભમાં
એ વિરાટપુરુષે મીટ માંડી,
ને, બ્રહ્મઅંજલિ સમી,
નયનઅંજલિ ભરી લીધી.

કુંચીઓ સમી કીકીઓ ઘૂમી, ૬૬૦
ને આભ ઉઘડ્યાં.
તે જ ક્ષણે વિશ્વવિપ્લવ થયો,
કાળનો ડંકો ગડગડ્યો,
યુગયુગનાં નિશાન ફરકયાં,
દ્વાપર ઉતર્યો, ને કલિ બેઠો.
કોટીકોટી જીહ્વાએ માનવવંશ ઝંખતો હતો
એ યુગપલટો પૃથ્વીને સિંહાસને પધાર્યો. ૬૬૭

પરબ્રહ્મે જાણે પડખું મરડ્યું હોય
એવા, કાળની પાંખના ફડફડાટ શા,
યુગાન્તરના પડછાયા જગતે ઉતર્યા. ૬૭૦

# વિષયસ્ફોટન

આ કાવ્યખંડમાંનો વાર્તાવિભાગ નીચેનાં અવતરણોથી સ્પષ્ટ થશે.

બીજા દિવસની 'રાત્રિ વીતી ગઈ અને પ્રભાત સમય થવા આવ્યો ત્હારે × × ભીષ્મે પોતાના સૈન્યનો ગરુડવ્યૂહ રચ્યો;'ને 'પરંતપ સવ્યસાચીએ × × અતિ દારુણ અર્ધચન્દ્રાકાર વ્યૂહ રચ્યો.'

'ભીમસેને હસતાં હસતાં × × દુર્યોધનને છાતીમાં પ્રહાર કર્યો. × રાજા દુર્યોધન રથની બેસણી પર મૂર્છા ખાઇને બેસી ગયો.' 'જ્યારે દુર્યોધન રાજાને ભાન આવ્યું ત્હારે × × ભીષ્મ પાસે જઇને કહેવા લાગ્યો. × × હે પિતામહ! તમે પાંડવો પ્રતિ કૃપાદૃષ્ટિથી જૂવો છો.' મૂછમાં હસતા ભીષ્મ પિતામહ × આંખ ફેરવીને × કહેવા લાગ્યાઃ 'મારા જેવા વૃદ્ધનાથી જે કાંઈ કરી શકાશે તે હું યથાશક્તિ કરી બતાવું છું.' 'એમ ભીષ્મ પિતામહને ઉશ્કેરીને પણ લેવરાવ્યું.'

'સૂર્ય આથમવાને × પશ્ચિમ દિશા તરફ ઉતરતો હતો અને પાંડવો જય પ્રાપ્ત કરવાથી × હરખાતા હતા ત્યારે પિતામહ ભીષ્મે × × પાંડવોની સેના ઉપર ધસારો કર્યાં.'

'રથની બેસણી પર નૃત્ય કરતા હોય તેમ ચાલાકીથી ફરતા × ભીષ્મ પિતામહ ઉંબાડિયાં સરખા દેખાતા હતા.' 'પાંડવોનું સૈન્ય ભડકીને નાસતું આખલાઓના ટોળા સરખું જણાતું હતું.'

'યાદવનન્દન અર્જુનને કહેવા લાગ્યા કે × હે નરવ્યાઘ્ર! પ્રહાર કર, નહિ તો પછી તને મોહ ઉત્પન્ન થશે.'

'ભીષ્મે બાણ મૂકીને વાસુદેવને તથા ધનંજયનાં સર્વ ગાત્રોમાં દૃઢ પ્રહારો કર્યા; અને ભીષ્મનાં બાણથી ક્ષત થયેલા તે નરવ્યાઘ્રો શીંગડાંથી અંકિત દેહવાળા બે વૃષભના સરખા દેખાતા હતા.'

# પ્રતિજ્ઞાદ્વન્દ્વ

'અર્જુનનું મૃદુત્વથી ભરેલું યુદ્ધ × કેશવ સહન કરી શક્યા નહિ.'

'અર્જુનની યુદ્ધમાં મૃદુતાને અને ભીષ્મના સંગ્રામમાં વધતા જતા પરાક્રમને જોઇને ઇન્દ્રાનુજ × બોલ્યા: હું હમણાં ભીષ્મને રથમાંથી પાડીશ × × સર્વેનો નાશ કરીને આજે હું પ્રસન્ન થઇશ.'

'કૃષ્ણ ઘોડાઓની લગામ છોડી દઇને પૃથ્વી પર ઉતરી પડયા; અને સુંદર આરાઓવાળું, સૂર્યના સરખું તેજસ્વી, વજ્રના જેવા પ્રભાવવાળું, તથા અસ્ત્રાના જેવી તીક્ષ્ણ ધારવાળું ચક્ર હાથમાં લીધું. × અત્યંત દર્પવાળા હાથીને મારવા માટે સિંહ આગળ ધસે તેમ, પગના પ્રહારથી પૃથ્વીને કંપાવતા મહાત્મા શ્રીકૃષ્ણ ભીષ્મના ઉપર ધસી ગયા. × ઇન્દ્રાનુજ શ્રી કૃષ્ણ પોતાના પીતાંબરના લટકતા છેડાથી, વીજળીવાળો મેઘ જેમ આકાશમાં શોભે તેવા, શોભતા હતા. × સુદર્શન ચક્ર પણ સુંદર ભુજરૂપી નાળવાળું તથા સૂર્યના સરખી કાન્તિવાળું, વિષ્ણુનું નાભિપદ્મ હોય તેવું શોભતું હતું. × કૃષ્ણના દેહરૂપી સરોવરમાંથી તે ઉગેલું હોય તેવું દેખાતું હતું, અને તેમનો જમણો હાથ જાણે તેનો દંડ હોય તેવો જણાતો હતો.'

'એ વેળા સર્વ ભૂતમાત્ર હાહાકાર કરવા લાગ્યાં.'

'ભીષ્મ × અનન્ત પૌરુષવાળા ગોવિન્દને કહેવા લાગ્યા: હે જગન્નિવાસ! હે માધવ! હે ચક્રપાણિ! × પધારો. તમે મારા સામા આવીને ઉભા રહ્યા તેથી મારી ત્રણે લોકમાં મહત્તા વધી એમ હું માનું છું.'

'અર્જુને બલાત્કારે તેમના પગ પકડ્યા ને દસમે ડગલે તેમને જતા અટકાવ્યા.'

'રાત્રીનો અન્ધકાર પ્રસરવા માંડ્યો ત્યારે કુરુઓમાં મોટો ઘોંઘાટ થઈ રહ્યો કે × × ધનંજયે આજે મોટું પરાક્રમ કર્યું.' ………………

**ભીષ્મપર્વમાંથી.**

તેજ અને તેજનો
આજ મહાસંગ્રામ હતો.
લોકલોકનાં મહત્તત્ત્વો તે નિરખતાં. 3

આજ સંહારતૃતીયા હતી. ૪

વિશ્વના વિધિલેખ
વિશ્વાધિનાયક આલેખે છે
એ વિધાત્રીમુહૂર્ત આભમાં ઉગતું હતું.
ચાંદરણું આથમ્યું હતું,
છતાં સૂર્યોદયને વાર હતી.
ગહનતાના અમ્ભોનિધિ સમોવડું ૧૦
ગગન ભાગ્યવર્ણું હતું. ૧૧

હરિવર! ધન્ય સુદર્શનજ્યોત! ૧૨

બ્રહ્માંડના અંકોડા પરબ્રહ્મ ઘડે છે
એ બ્રહ્મમુહૂર્તની પ્રાતઃસન્ધ્યા પડતી હતી.
નહિ તેજની, નહિ અન્ધકારની એવી
અગમ્ય ગહનતા અન્તરિક્ષ ભરી વહતી.

દુનિયા સાગરવર્ણી ડોલતી. 17

ધન્ય સુદર્શનજ્યોત!

ધન્ય-ધન્ય-ધન્ય

ધન્ય સુદર્શનજ્યોત! 20

હરિવર! ધન્ય સુદર્શનજ્યોત!

એ જ પૂર્ણિમા, એ જ અમાસ છે;

એ જ ખદ્યોત-ઉદ્યોત:

હરિવર! ધન્ય સુદર્શનજ્યોત! 24

પ્રાત:સન્ધ્યાનો એ અવસર હતો,

જે સૃષ્ટિના પડદા પલટાવે છે.

જગતનાં ચન્દ્રતેજ ઉતરી

સૂર્યતેજ ઉગતાં હતાં.

એ પ્રાત:સન્ધિકાના સાગરમાં

કીર્તન ભવ્ય પૂરે ઉછળતું. 30

જીવનું જીવન, કાળનો કાળ એ;

ઉચરે અનન્તના આદેશ:

હરિવર! ધન્ય સુદર્શનજ્યોત!

સૃજનપ્રલયની લેખિની શા એના
અમૃતમૃત્યુના સન્દેશ:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત! ૩૬

'ક્યિો છે એ?' ૩૭

અન્તરિક્ષમાં પડઘો પ્રચંડ પડ્યો,
પણ શબ્દ અન્ધકારમાં ઢોળાયો.
પ્રાત:કીર્તનના ઉર્મિ ઉછળતા હતા, ૪૦
ભવ્ય ભીષણ સત્યના ડંકા ગડગડતા. ૪૧

પૃથિવ ઘૂમે પાને, ગગન ઘૂમે આરે;
બ્રહ્માંડ ઘૂમે ઓતપ્રોત:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત!

ચંદ્ર ઝંખવાણો સૂર્ય ઝંખવાણો
એની ઝલક ને જ્યોત:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત! ૪૭

'કાળનું ઘર શોધતો
ક્યિો છે–એ એ–એ?' ૪૯

ખડ્ગધાર શી પ્રલંબાવેલી ૫૦
પંચમ-તીક્ષ્ણ હાકલપૂર સ્વરમાલાથી
આભની ગુફા ચમકી ઉઠી. ૫૨

'કુરુક્ષેત્રમાં સૌ કાળનું ઘર શોધે છે.
મહાકાળની પિચકારીઓ
મ્હારે યે ભાથે ભરી છે.'
શબ્દવેધી બાણ મારે એવો
અન્ધકારમાંથી ઉત્તર આવ્યો. ૫૭

ધન્ય-ધન્ય-ધન્ય
ધન્ય સુદર્શનજ્યોત!
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત! ૬૦

'અન્ધારામાંથી અજવાળે પધાર.
કૌરવસેનામાં કૃષ્ણકીર્તન-
ન્યહાળું તો ખરો-કોણ છે કરનારો.' ૬૩

'એ તો હું છુંઃ આ આવ્યોઃ
પડતાં પ્રભાતને નયને ઝીલનારો
સાગરતીરનો સેનાની.' ૬૬

દરિયાવના મોજની છલંગે
વીરની નિર્ભયમુદ્રાળો સેનાની
અન્ધકારમાંથી અજવાળામાં આવ્યો.
'શો કીધો છે અપરાધ ?' ૭૦

'કૌરવસેનામાં કૃષ્ણકીર્તન શાં ?
ચાલો મહાસેનાનીને શિબિરે.' ૭૨
સેનાનીએ કુરુરાજેન્દ્રને ઓળખ્યા,
મુગટધારી કૌરવનાથને વીરનમન કીધું.
ભાલા પાછળ પતાકા પરવરે એમ
પગલે પગલું પૂરતો સેનાની પરવર્યો.
લટકતા ધ્વજદંડ ને ચાપદંડથી સેનાની
શ્રી કૃષ્ણ સમો ચતુર્ભુજ દેખાતો. ૭૮

પ્રાતઃસન્ધ્યાની ઝાલરોમાં
જગત હજી ઢંકાયેલું હતું. ૮૦
પણ મોતિયારંગી આછાં અજવાળાં
એ સાન્ધ્ય પીંછાંમાંથી યે ઉડતાં.
સમુદ્ર મહાસમુદ્રમાં સમાય એમ

રણમંડળ અન્ધકારહૈયામાં લપ્પાતું. ૮૮

વાદળાંમાં વચ્ચે પર્વતશૃંગ સમું
શિબિરમંડલે ભીષ્મશિબિર વિરાજતું.
ધનુષ્યપૂજામાંથી પિતામહ પરવાર્યા'તા;
આજની મહાકામ વ્યૂહમન્ત્રણા
ગુરુદેવ સંગાથે વિચારતા'તા. ૮૯

'આજે ચક્રવ્યૂહ રચો તો? ૯૦
સૂરજમાળનાં ધૂંચળાં પાથરી
પૃથાપુત્ર પાંડવવીરોને ઘેરો.' ૯૨

'સૂરજમાળને ફૂલછાબ કરી
વિષ્ણુ અંગુલીએ લટકાવી લઈ જાય.
આજે સ્વયં વિષ્ણુને ઘેરવા છે.
યોધરાજોને નહિ, આચાર્યદેવ!
યોધપ્રેરણાને ઝંખવવી છે.
ગરુડપાંખે ગોવિન્દને ઉડાડવા છે આજ.' ૯૮

'જય હો ભારતના પુરુષાતનનો.
ભારતનું બ્રહ્મચર્ય દિગ્પાળોને ડોલાવશે' ૧૦૦

આભને આરે શનિશ્ચર ઝબકે
એવા કૌરવનાથ અન્ધકારમાંથી ઝબકયા.
'મહાધન્વા! આ ધ્વજધારી આજ
કુરુસેનામાં કૃષ્ણકીર્તન કરતો'તો' ૧૦૪

ધ્વજડંડ ને ધનુષ્યડંડ
સેનાનીએ મહાસેનાનીને ચરણે ધર્યા. ૧૦૬

જલપૂરમાં નૌકા ઝંપલાવતાં
દૃષ્ટિદોરે નાવિક જલઊંહેણુને માપી લે,
પિતામહે કૌરવનાથને એમ માપી લીધા.
નાભિઊંડો નિશ્વાસ નાંખ્યો. ૧૧૦
હૈયાની છાટને વીંધતી બાણદૃષ્ટિએ
શસ્ત્રસજ્જ સેનાનીને નિરખ્યો. ૧૧૨

'વીર! કય્હાંના છો? કોણ છો?' ૧૧૩

'સાગરતીરનો વૃષ્ણીવંશી છું, મહારાજ!
સહુ મ્હને વાસુકી કહે છે.' ૧૧૫

'દ્વારિકેશની સાગરસેનાના હશો?
વાસુકીએ તો સાગરમન્થન કીધાં'તાં?' ૧૧૭

'દ્વારિકેશની ચરણુરજ છું,
વૃષ્ણીઓનો ધ્વજનાયક છું, મહારાજ!
ફૂટતા ફૂવારાની ધારાઓ ફાલે એમ ૧૨૦
છોડ્યું શર શતધારે પથરાય છે:
એટલે સેનાનીઓ વાસુકી કહે છે.' ૧૨૨

'એ જ ત્હમે મહાવીર!
સૂર્યને ઘડિયેક આચ્છાદો છો એ?
અજ્ઞાત છો એટલા મ્હોટેરા છો.
જાવ; જોજો, ધ્વજને ધૂળ ન સ્હડે.
બ્રહ્મમુહૂર્તની બ્રહ્મનૌબતે શસ્ત્રસજ્જ છો
એવા તમ સમા સેનાનીને ધન્ય હો!
સોનાં હજાર બાણ થજો ત્હમારાં:
શતઘ્નીને સહસ્રઘ્ની કરજો. જાવ.' ૧૩૦

'મહારાજની યે ચરણુરજ છું.
મહારાજ તો વિશ્વેશ છે કુરુક્ષેત્રના.' ૧૩૨

સહુને વન્દન વન્દી સેનાની ગયો:
જાણે ગૌરવભર્યો ચાપદંડ ચાલ્યો!

જાણે વીરત્વનું કિરણ પરવર્યું ! ૧૩૫

'કૌરવરાજ ! અસૂયાને ઉતારો,
અવિચારિતાને વિચારવિપુલ વહાવો.
આછોતરા હળ ને આછોતરાં વાવેતર:
ઊંડું વાવતાં ક્ય્હારે શીખશો હવે ?
છીછરી દૃષ્ટિ છિલ્લર જેવી, ૧૪૦
જગત્‌વિશાળ દૃષ્ટિ ઝિલ્લર જેવી.
દ્વારિકેશની સાગરસેનાનો ધ્વજનાયક
કૃષ્ણકીર્તન કરે એ યે અપરાધ?
તો કુરુસૈન્યમાં સાગરસૈન્ય ન્હોતર્યું શાને?
અસૂયાના અંચળા ઉતારો, કૌરવરાજ!
વીરશોભન્તા વીરત્વવર્ણા થાવ.' ૧૪૬

ઉગતા સૂરજ સમા આવ્યા'તા,
આથમતા સૂરજ સમા ઉભા કૌરવનાથ.
આત્માના ધૂમાડા ધૂંધવાતા હતા. ૧૪૯

'એ કાળો કૃષ્ણ પડછાયો ૧૫૦
કુરુક્ષેત્ર ભરી ક્ય્હાં સૂધી ધૂમશે ?' ૧૫૧

'પડછાયા ઉજળા કેટકેટલાકના દીઠા?' ૧૫૨

હૈયાની ભઠ્ઠીમાંથી
ભારેલો અગ્નિ ભભૂકી ઉઠ્યો;
'પાંડવો પ્રત્યે કૃપાદૃષ્ટિ છે પિતામહની.' ૧૫૫

'પાંડવો યે મ્હારાં સન્તાન,
ને કૌરવો યે મ્હારાં સન્તાન.
મ્હારાં શસ્ત્ર કૌરવ સૈન્યે છે,
મ્હારાં વાત્સલ્યવૃષ્ટિનાં અમી
ઉભય માથે વરસે છે. ૧૬૦
કુરુમંડલનો સેનાધીશ છું,
છતાં પાંડવકૌરવનો પિતામહ છું.
બન્ને ય પુત્રની પાંખો છો મ્હારે.
મ્હારે નિષ્પુત્રને તો
જે જીવશે તે શ્રાદ્ધ સારશે.' ૧૬૫

'પણ, ભરતવૃદ્ધ!'
ગાન્ધારકુમારે કોર મરડી:
'વરસતી સંગ્રામઝડીઓ વચ્ચે ઉભી

અઢારે અક્ષૌહિણીને હસતા નથી એ?
શૌર્યસોહન્ત શસ્ત્રધારીઓમાં   ૧૭૦
એ એક જ છે નિઃશસ્ત્રી.
કોટી-કોટી શસ્ત્રજ્યોતને ઉપહાસે છે એ.
ક્ષત્રિયતીર્થ કુરુક્ષેત્રનું એ અપમાન–'   ૧૭૩

વીજળી સમોવડા ઝબકારાથી
પિતામહની કીકીઓ ઝબકી ઉઠી,
શિલા સમા ભીષ્મ પિતામહ
ઘડીક થંભ્યા, વિચાર્યું, વિમાસ્યુંઃ
કૌરવનાથ છેક ખોટા નથી
એવું ઝાંખું ઝાંખું ઝંખવાયું.
અન્તરિક્ષવિડારતી વીરગર્જના કીધીઃ   ૧૮૦

'આજે આભ ફાટશે.
મ્હારે જનાર્દનને જિતવા છે.
વીરોનાં વીરત્વને હસે છે,
સુભટોનાં શસ્ત્રોને ઉપહાસે છે,
એ નિઃશસ્ત્રોને શસ્ત્ર ધરાવીશ હું.'   ૧૮૫

કાળકમળના ડોડલા સમોવડો
દેવપૂજામાંથી પિતામહે
શંખ લીધો, ને વગાડ્યો.
કુરુક્ષેત્રનાં વાયુથર થરથરી ઉઠ્યાં.
કૌરવનાથને હર્ષનાં ઝરણાં ફૂટ્યાં, પૂછ્યું: ૧૯૦
'આચાર્યદેવ શું ભણે છે?' ૧૯૧

'આચાર્યદેવ ભણે છે કે
ધનુર્માસનો ઉત્સવ ઉજવો.
આવતી કાલ ઉગીને આથમ્યે
ધનુર્માસની પૂર્ણિમા પ્રકાશશે.
ત્રણ તિથિઓનો યજ્ઞ આદરીશ:
વિશ્વની શસ્ત્રપર્વણી ઉજવીશ:
નિ:શસ્ત્રીને શસ્ત્ર ધરાવીશ:
ને ધોઈશ એમ યોધરાજોનાં ઉપહાસ.
ભીષ્મની જીંદગી એટલે જ ૨૦૦
અખંડ ધનુર્માસ.' ૨૦૧

આચાર્યદેવે આશીર્વાદ ભાખ્યો:
'આજે બ્રહ્મચર્યનો બ્રહ્મયજ્ઞ મંડાશે,

ત્રિભુવન ઉથલશે, અચ્યુત ડોલશે;
રુદ્ર સ્વયં ઉચ્ચરશે કે 'હાઉં.'" ૨૦૫

ગગનગુહામાં પડઘા ગડગડતો
મહાસેનાનીનો શંખનાદ થયો.
ગિરિગિરિમાંથી ઝરણાં નિર્ઝરે
એવી કૌરવસેના શિબિરોમાંથી નિર્ઝરી.
દેવવ્રતની મહાપ્રતિજ્ઞાની સાક્ષી પૂરતા ૨૧૦
પૂર્વ દિશે સૂર્યદેવ પ્રગટ્યા.
કુરુક્ષેત્ર જીત્યા જેવા કૌરવરાજ
હર્ષોન્માદમાં રણ સજવા સિધાવ્યા. ૨૧૩

અને હ્‌વણે શું થતું'તું?
હ્‌વણે?–દિશામંડળની બીજી ગુફામાં?
પાંડુપુત્રોના શિબિરદુર્ગોએ? ૨૧૬

અરુણદેવ સપ્રમુખો જોડતા હોય એમ
વિશ્વસારથી સવ્યસાચીનો રથ સજતા'તા,
ગાંડીવના ભેદમન્ત્રો વાંચતા'તા.
ધનંજય કવચ સજીને પધાર્યો. ૨૨૦

એ પાંખો સમી પાછળ
ભવ્ય મુદ્રાળી ભારતેશ્વરીઓ હતી. ૨૨૨

'પાર્થ! ગાંડીવ ઢીલું છે.' ૨૨૩

પાર્થે મહાધનુષ્ય લીધું, ન્હાળ્યું.
સુભદ્રાએ પાલવછેડલે લ્હોયું,
હોમઅગ્નિમાં તપાવી સજ્જ કીધું.
પીળી પ્રત્યંચાને કુંકુમરજે વધાવી.
દ્રૌપદીજી રથચક્ર પૂજતાં'તાં,
કૃષ્ણદેવ તારલા ગણતા હતા. ૨૨૯

સુભદ્રાએ ગાંડીવ રથમાં મૂક્યું: ૨૩૦
જાણે રણરાજવીનો રણદંડ.
'પણ કૃષ્ણદેવ! સુદર્શન ક્ય્હાં?' ૨૩૨

'સત્યભામાએ સન્તાડ્યું છે આજ.
'શસ્ત્ર પેખી શૂર શોણિતતરસ્યો થાય'
કહીને–હરીને સન્તાડયું.' ૨૩૫

'શિબિર શસ્ત્રે સોહામણાં,
પણ ભાથાં ભરેલાં સોહાય:' કહી

સુભદ્રા હરિણી શી ઉછળી.
ગરુડિણી જાય એવી આવે એમ
સૂર્યજ્યોત ભર્ગમૂર્તિ સુદર્શન લેઈને ૨૪૦
રણપંખિણી પાછી આવી.
કુરુક્ષેત્રની બે આંખડલી સમા
કૃષ્ણ ને અર્જુન હસતા હતા. ૨૪૩

'શૂરનો સાચો સંગાથી શસ્ત્ર' કહી
સુદર્શન સારથીસ્થાને ગોઠવ્યું. ૨૪૫

વિશ્વલલાટે તેજઅર્ચા અર્ચતી
પ્રાતઃતેજની ભરતી આવી.
મંહી તારલાઓ ડૂબી ગયા.
પાંડવસેનાનો રણડંકો વાગ્યો.
એ મહાશબ્દ સાંભળીને સૂર્યદેવ ૨૫૦
રણમંડળ નિહાળવા આભઝરુખે પધાર્યા. ૨૫૧

પ્રભાતે પ્રભાતે વધાવતાં એમ
દ્રૌપદીએ કેસરકુંકુમ અર્ચ્યાં,
સુભદ્રાએ અક્ષત કીધા.

ઉભય રણદેવીઓએ
રણઘોડીલાને રણમાલ ધરાવી,
રથધ્વજને ફૂલડે વધાવ્યો,
વીરોનાં વારણાં લીધાં.
રથ રણવાટે વિચર્યો.
દિશાદેવીઓ હસે એમ ૨૬૦
દ્રૌપદી ને સુભદ્રા હસતાં હતાં:
જાણે વિશ્વવિધાત્રીઓ આભઆરેથી
વિશ્વરમણા નિહાળી હસતી હોય ને! ૨૬૩

રણસંગ્રામ જામ્યો.
સૂર્યરાજનાં કિરણો વરસવા લાગ્યાં
તેમ તેમ સંગ્રામ જામતો ગયો.
સાતપૂડાની પર્વતમાળના ગિરિતરંગો
પરસ્પરને આવીને અથડાય:
પ્રચંડપંખાળા પુષ્કરાવર્તક મહામેઘ
હિમાદ્રિશિખરોને ભેટે ને ઘેરે: ૨૭૦
એમ મહાસૈન્ય મહાસૈન્યને અથડાયાં.
દેવદારુની ચમરીઓ વીંઝાય

એવા રણભાર ઝીલન્તા રથધ્વજ વીંઝાતા:
યજ્ઞની યજ્ઞઝાળ સમોવડા
મંહી મહારથીઓ ઝળહળતા.
વૈશાખના વંટોળ ઉલટે એમ
વીરત્વના વંટોળ વાતા.
મૃત્યુઉદર સમું રણમંડળ
ભયભરેલું ભીષણહૈયાળું હતું:
મંહી મૃત્યુના અગ્નિની ચારીઓ ચીતરાતી. ૨૮૦
ધરણી શોણિતતરસી મુખ વિકાસતી,
અન્તરિક્ષ ભવિષ્યને ઉચ્ચરતું'તું.
યોધકોલાહલના પ્રચંડ પડછન્દે
વિશ્વનો વાતાવરણ ડોલતો:
જાણે યમનાં યમપૂર હેલે ચ્હડ્યાં.
કેસૂછોળે વસન્તોત્સવિયો છંટાય
એમ પાર્થ શોણિતપિચકારીઓથી છંટાતો.
મધ્યાહ્નભરતી સમો સંગ્રામ ગર્જતો હતો. ૨૮૮

શાહમૃગોમાં મૃગરાજ આવે,
દેવોમાં મહેન્દ્ર પધારે એવા ૨૯૦

આઘેથી ભીષ્મ પિતામહ પધારતા'તા. ૨૯૧

'કુરુક્ષેત્રના કેસરી!
જો, ભીષ્મ આવે છે.' ૨૯૩

'હા, મહારાજ! જાણે રણઘેલો હાથી.' ૨૯૪

'ભારત! ત્હારો ધર્મ પાળ.
આજનો મામલો ઓર છે.
નથી સાંભળતો વકરેલી રણગર્જના?
ભીષ્મ આજ બ્રહ્માંડ ઉથલાવશે.' ૨૯૮

'મહામેઘ કૂદડી ફરે એમ
પિતામહનો પડછાયો ઘૂમે છે. ૩૦૦
સ્વયં કાળ જાણે રથે ચ્હડ્યો.' ૩૦૧

ગોરંભેલો ભાદ્રપદનો મેઘાડંબર
મુશળધાર જળઝડીએ વરસે,
એટએટલી શરઝડીઓ દિશામંડળમાં વર્ષતા
ભીષ્મ પિતામહ આવતા હતા.
દોઢસેંક શરદ્ની છાયાસોહન્તા
યૌવનઉછરંગે ઉછળતા

ગાંગેય આજ રણઘેલા હતા.
પરબ્રહ્મ સમો સમોવડિયો શોધવા
દેવવ્રત આજ રણે ચ્હડ્યા'તા. 310
પાંડવો ઉપર આજ અન્તરિક્ષથી
અગ્નિના અંગારા વરસતા. 312

મેઘધનુષ્યના રંગે રંગેલી
નકુલદેવે સાંગ મારી.
સિંહબાલના ગેલ જોઈ સિંહરાજ હસે
એમ પિતામહ હસ્યા;
પૂજાની ફૂલકળી દેવ ઝીલે
એમ સાંગને ઝીલી રથમાં મૂકી.
આજ પિતામહ અચ્યુતને ઝંખતા'તા.
માનવદુર્ગ સમા દ્રુપદ રાજવી 320
પિતામહને અન્તરાયે ઉભા:
ફરતા બૂરુજો ગોઠવાયા હોય એમ
યોધરાજાએ દુર્ગવ્યૂહ રચ્યો'તો.
પાવડાથી ટેકરા ઉખાડી ઉછાળે
એમ ઉખાડીને ઉશેટ્યા.

ભયંકાર ઝાડીના ઝુંડ સમા
હિડંબાના બલપુત્ર ઘટોત્કચ્છે
વનયોધની કાંટાવાડ પાથરી.
વીજળી સમી પરશૂના
ચાર ઝપાટા ચતુર્દિશામાં ઝપાટ્યાઃ 330
વચલો જોબનઝૂલન્તો વરખડો રહ્યો,
થોરની કંટાળી કપાઇ પડી.
રાફડામાંથી નાગમંડળ ઉછળે
એમ પિતામહના રથવલ્મીકમાંથી
દિશદિશમાં શરમંડળ ઉછળતાં.
યમરાજના દંડ પછડાય
એમ પિતામહના શરદંડ પછડાતા.
રણડંકો અખંડ વાગતો હતો. 338

'ભારત! ત્હારો ધર્મ પાળ.
મદનીંગળતા માતંગ સમી 340
પિતામહની આંખ વકારેલી છે.
રણસંગ્રામ ઘોર શબ્દે ગાજે છેઃ
ધરણી પણ ધણધણે છેઃ

મહાસમર્થે આજ મહાત થશે.
ભારત! ઉઠ; ત્હારો ધર્મ પાળ.' ૩૪૫

'મહારાજ! બ્રહ્મા સમો ઉદ્યોગી છું.
ક્ષણેકે ગાંડીવ નિષ્કર્મ્ય નથી.
આખલાઓના ધણુમાં
કેસર ઉછાળતો કેસરી ઘૂમે
એમ પિતામહ ઘૂમે છેઃ જોઉં છું.' ૩૫૦

મહેન્દ્રના જયન્તકુમાર શો
અભિમન્યુ આડો ઉતર્યો.
સિંહને સિંહબાલ ગેલ કરે એમ
રમત રમતાં અર્ધચન્દ્ર મૂક્યું;
પિતામહનો કલગીકલાપ છેદ્યો.
પિતામહનાં સ્મિત પૂરાં થતાં-થતાંમાં તો
યોધમંડળમાં મહારથ અદૃશ્ય થયો. ૩૫૭

એવે ધર્મરાજ આવ્યા.
તેજપટ શો રણધ્વજ ફરફરતો,
ભાર્ગવનું કવચ ઝળહળતું, ૩૬૦
ધર્મવર્ણું ધનુષ્ય ચ્હડાવેલું હતું. ૩૬૧

પ્રલયકાળે પરબ્રહ્મ હસે
એવું અટપટું પિતામહ હસ્યા.
'હું આજ અર્જુનને શોધું છું:
ને આભવર્ણા કૃષ્ણચન્દ્રને.
આજ આભથી બાથ ભીડવી છે.
ધર્મરાજ! રાજખેલ રાજસોના છે.
ત્હમને વારસામાં સાંપડેલી છે
ભરતગોત્રની સાત્ત્વિકતા.
ત્હમે મ્હને વડિલ કહો છો, 370
હું ત્હમને ધર્મમ્હોટેરા માનું છું.
પાંડવો જિતશે તે ધર્મરાજનાં પુણ્યધર્મે.
કુરુક્ષેત્રમાં ત્હમે જ છો ધર્માવતાર.' 373

પરસ્પરે બાણ નાંખ્યાં:
અન્તરિક્ષમાં અથડાઇ અથડાઇ
અદ્ધર આભમાં ર્‌હહ્યાં. 376

પડખે રણગુરુ કૃપાચાર્યનો
બ્રહ્મવેદી સમો રથ હતો.
બ્રાહ્મણમુખેથી ઝરતા વેદવાક્ય શો

એ રથમાંથી રણઘોષ ગાજ્યોઃ 380
'આજની તિથિએ દેવવ્રત
બ્રહ્માંડ ઉથલાવવા રહ્યા છે.' 382

લોહબાણથી શબ્દબાણ કારમાં છે.
એ મર્મવેધી શબ્દબાણે
ધર્મરાજનું મર્મસ્થાન ભેદાયું.
નિજ રથને જમણે વાળ્યો.
યજ્ઞસમાપ્તિએ વેદીનું વિસર્જન કરે
એમ આચાર્યરથની બ્રહ્મવેદી વિખેરીને
ધર્મરાયનો રથ રણમાં વાધ્યો. 389

'અર્જુન! અવસર ઉગ્યો છે, હો! 390
સંગ્રામનો મધ્યાહ્ન તપે છે.
મધ્યાહ્નવાદળી માથે ડોલે
ને આમ ઢળશે કે એમ એવી
નિર્માણની તુલામાં તોળાતી હોયઃ
પ્રારબ્ધનો એ યોગ આવ્યો છે.
જો! ભીષ્મ રણને રોળે છે.

ભારત! ત્હારો ધર્મ પાળ.' ૩૯૭

'મહારાજ! ભીષ્મ સ્હામે રથ ખેડો.
પુત્રની રણરમણા નિરખીને
પિતામહે આનન્દશે આજ.' ૪૦૦

'આજ સંહારમુહૂર્ત છે.
રણચંડી અત્ય્હારે રમણે ચ્હડી છે.
યમદેવ યમદંડ પછાડે છે.
પૃથ્વિની પીઠણાં ડગમગે છે.
ભારત! ત્હારો ધર્મ પાળ.' ૪૦૫

કૃષ્ણચન્દ્રે અશ્વરશ્મિ ખેલ્યા:
જાણે વિધિએ અક્ષરો હલાવ્યા.
જલઘેલા હાથી ધપે એમ
રણઘેલા ઘોડીલા ધપતા.
ધરણીએ મહાધ્વનિ કીધો, ૪૧૦
ધનંજયે દેવદત્ત શંખ પૂર્યો,
સાગરપટ શું રણમંડળ કમ્પી ઉઠ્યું:
જાણે કાળનો મેઘ ગડગડ્યો.

યોધરાજોએ જાણી લીધું કે
મહાસંગ્રામનું મુહૂર્ત આવ્યું,
હાથીઓની સાઠમારી મંડાઇ.
ભીષ્માર્જુનનું યુદ્ધ આરંભાયું. ૪૧૭

'અઢાર અક્ષૌહિણીમાં એકલવીર
પાર્થ! તું જ યુદ્ધયોગ્ય છો મ્હારે:
ત્હને જ શોધતો હતો. ૪૨૦

'શોધતા'તા તો સન્મુખ છું.
પરપક્ષે છું, પણ પુત્ર છું.
સંહારીશ, પણ આરાધીશ સદા.' ૪૨૩

આયુષ્યના મહારાશિ સમા પિતામહ
ને અગ્નિની જ્યોત સમા અર્જુનદેવ
પરસ્પર સન્મુખ આવી ઉભા.
વીજળી ભરેલાં વાદળાં શા
એ મહારથીઓના રથ શોભતા. ૪૨૮

પાર્થે બાણ છોડયું:
સૂર્યનાં કિરણ સમું તે ઉતર્યું. ૪૩૦

પૂજનનું પુષ્પ પડે એવું
પિતામહના કવચને અથડાઈને પડ્યું.
કૃપાચાર્ય પડખેથી ઉચ્ચર્યાઃ
'ખાંડવવન બાળ્યું'તું એમ આજ
પિતામહ કુરુક્ષેત્રને ભસ્મ કરશે.' ૪૩૫

પિતામહે પાંચ બાણ છોડ્યાં.
નમન નમી પૃથાપુત્રે
પાંચેયને શિરસા સત્કાર્યાંઃ
બાણમંડળ ઉપર થઈ પાછળ પરવર્યું,
પિતાપુત્રનો મહાસંગ્રામ નિહાળવાને ૪૪૦
વિમાને ચ્હડી દેવો આવ્યા.
સમસ્ત કુરુક્ષેત્રનું વીરમંડળ,
સૂર્યચન્દ્રની કિરણપટાબાજી તારલિયા નિહાળે,
એમ શસ્ત્રાસ્ત્ર થંભાવી નિહાળતું ઉભું. ૪૪૪

કૃષ્ણચન્દ્રે પડકાર દીધોઃ
'ભારત! ત્હારો ધર્મ પાળ.' ૪૪૬

પાર્થે ગાંડીવની પણછ ફરીથી લોહી.
અર્ધચન્દ્ર બાણ ચ્હડાવ્યું, છોડ્યુંઃ

આભમાંથી જાણે બીજ ઉતરી.
પિતામહનો મુગટ છેદી ગયું. ૪૫૦

પિતામહ હસ્યા.
'મુગટ માગી લેવો'તો ને.
ભરતકુલના વીરમંડલ વચ્ચે
પુત્રને પ્હેરાવી પ્રસન્ન થાત.' ૪૫૪

ભીષ્મનાં લોચનમાં એ ઉગ્યું
જે ત્રિપુરારિના લોચનમાં ઉગ્યું હતું,
જે મહાવીરોનાં લોચનમાં ઉગે છે:
જાણે બ્રહ્માંડને પ્રજાળું.
પિતામહે શર સાધ્યું, છોડયું:
શાલ્વ વૃક્ષની છાલ છોલે તેમ ૪૬૦
અર્જુનનું પડખું છોલી ગયું. ૪૬૧

શ્રી કૃષ્ણે હાકલ પાડી:
'કુન્તિપુત્ર! સિંહણના કુમાર!
કુરુક્ષેત્રનો વિજેતા કોણ?
પાર્થ કે પિતામહ?

કુરુક્ષેત્રના વિજેતા જેવો ઉછળ.
મનની મૃદુતા મૂકી દે,
મહાપુરુષના પૌરુષને ધૂમાવ.
ભારત! ત્હારો ધર્મ પાળ.' ૪૬૯

પાંડુપુત્રે સાંગ લીધી. ૪૭૦
વિધિદેવ લેખિનીને તોળે તેમ
અંગુલીઓમાં તોળી; મસ્તકે વીંઝી.
યોધસંઘને યે ક્ષણેક ભયકમ્પ ફરુકયો
કે મૃત્યુદંષ્ટ્રાળી સાંગ શું નહિ કરે.
નિઃશંક ને નિષ્કંપ પિતામહ,
હલાહલ પીધેલા ધૂર્જટી સમા,
અનભિને આરે ઉભા હતા.
રણદેવ ત્રિશૂળ નાંખે એવી
અર્જુને સાંગ ફેંકી.
ખરતા તારા સમી સરસરતી ૪૮૦
પિતામહને રથે સાંગ ઉતરી.
ઢાલ વચ્ચે બાણ વાગે તેમ
હૈયા વચ્ચે આવી સાંગ વાગી;

ક્ષણેક પિતામહ રથાસને બેઠા.
તારો ડૂબકી મારી જળપગથારે ઉઠે
એમ પળમાં તો પાછા ઉઠ્યા,
ધનુષ્યટંકાર કીધો, ને ગાજ્યાઃ
‘સાવધાન.’ ૪૮૮

મહાશૂર એક જ શબ્દ ઉચ્ચરે
ત્હારે જાણવું કે તે છેલ્લો છે. ૪૯૦
કુરુક્ષેત્રે એ શબ્દ સાંભળ્યો,
પાર્થે એ શબ્દ પીધો,
યોધરાજોનાં હૈયાંએ એ શબ્દ ઝીલ્યો.
સહુનાં અન્તરમાં ધ્વનિપ્રતિધ્વનિ ગાજ્યા
‘સાવધાન.’ ૪૯૫

કેવડાના પાન સરિખડું—
ઉભય ધારે વજ્રદન્તાળું
વિકરાળ મૃત્યુશર પિતામહે લીધુંઃ
જાણે કાળકરવત છોડી
પાર્થના દેહમંડળને વધેરું. ૫૦૦

'પરન્તપ! ત્હારો ધર્મ પાળ.
પણછ ઢીલી પડી છે.' ૫૦૨

'મહારાજ! સ્હવારે ઝાકળ પડ્યું,
મધ્યાહ્ને શોણિત પડ્યે ભીંજાયું:
ગાંડીવ એથી આજ ઢીલું છે.
પણ વજ્રઘાવ હિમાદ્રિશૃંગને પાડે
એમ પિતામહને પાડીશ.
કુરુક્ષેત્ર આજ કાળક્ષેત્ર થશે.' ૫૦૮

ભયપંખાળું બાણ આવ્યું:
જાણે ઝાળઝુંડમાંનો કેવડો. ૫૧૦
કાળની દન્તુડીઓ ઝળહળતું
પિતામહનું મૃત્યુબાણ આવ્યું:
જાણે યમદેવનું કરવત.
ત્હેને પીંછે પીંછે
પિતામહનું પુણ્યબલ પૂરેલું હતું. ૫૧૫

'ધનંજય! સાવધાન:'
શ્રી કૃષ્ણચન્દ્રે ઉચ્ચાર્યું.

'આભમાંથી યમદંડ ઉતરે છે.' ૫૧૮

રુદ્રની રુદ્રાક્ષધારાળું
એ કેવડાકરવર્તિયું બાણ ૫૨૦
કપિધ્વજને મહારથે ઉતર્યું.
અર્જુનને ઢાળી દીધો, માથે મૂર્છા ઢોળી,
અમાવાસ્યાની ભરતી આવ્યે
સાગરના ઉર્મિ ઉછળે એમ
યોધસંઘ ખળભળી ઉઠ્યો. ૫૨૫

કુરુક્ષેત્રે સન્ધ્યા પડતી હતી;
સાયંકાળના અન્ધારઆછા પડછાયા પથરાતા.
પાંડવસેના પૂર્વાભિમુખી ધપતી,
એમનાં મુખારવિન્દ ઝંખવાણાં.
આથમતા સૂર્યદેવ સરિખડો ૫૩૦
પડેલો પાર્થ ઉઠ્યો, પણ રશ્મિહીણો.
સન્ધ્યાકાળની સન્ધિકાના પડછાયા
વદને આછી છાયા પાથરતા. ૫૩૩

વીરમંડળમાં હાકલ વાગી

કે કુરુક્ષેત્રમાં મહાવીર એક છે,
ગંગાપુત્ર પિતામહ ભીષ્મ. ૫૩૬

સન્ધ્યા નિરખતી ઉભી'તી
કે શું થાય છે? ને શું થશે? ૫૩૮

પિતામહે વિશ્વગર્જના કીધી:
'ગુફામાં હો તે સિંહ આવજો.' ૫૪૦

અડધેરિક આંખડી મીંચી;
આભપાંખડી શાં પોપચાં ઉઘાડ્યાં;
ને કૃપામૂર્તિ શ્રી કૃષ્ણચન્દ્ર
એ અકળિત હાસ્યે હસ્યા,
જે જગત્પારનાં હતાં. ૫૪૫

દૃષ્ટિદોરથી દિશાદેશ માપ્યો,
મીટમાં રણમંડળ પી ગયા,
કુંભસ્થળે અંગુલિકિરણ મૂક્યું:
બ્રહ્માંડકાચલું ઉધું વળતું હોય
એમ ઉછળ્યા ને ઉઠ્યા. ૫૫૦
સારથીએ અશ્વરશ્મિ તજ્યા.

આભને હૈયે લખ્યો મહાયોગ
દૃષ્ટિવીજે વાંચી લીધો,
મુખડે નિર્ણયધર્મની પરુષતા પ્રગટી.
યુદ્ધસંન્યસ્તના દંડ સરિખડો
રતનપ્હુરોણુલો ઉશેટી દીધોઃ
જાણે વૃક્ષરાજે સૂકી ડાળખી ખંખેરી.
રથેથી ઉતરી સારથી રથી થયા.
નિમિષ માત્ર પાછળ જોયું.
સૂર્યદેવનો ઐશ્વર્યપ્રતાપ હરી લઇ ૫૬૦
વિશ્વવૈભવી વદનમંડળે માંડ્યો.
'જિતીશ, પણ હારું છુંઃ'
એક–એક આંખડલીના કીકીમર્મમાં
એક–એક એ ભાવ ઉછળતો.
કાળપુરુષનું મૂર્તિમન્ત પુરુષાતન
જાણે ધર્મક્ષેત્ર વચ્ચે આવી ઉભું. ૫૬૬

'પિતામહ! પધારો.
બ્રહ્માંડ ઉથલાવવા ચ્હડ્યા છો,
પૃથ્વીની ધર્મસંસ્થાપના પલટાવવી છેઃ

જગતનો ધર્મગોપ્તા જ નથી જાણે; ૫૭૦
પાપપક્ષે જગસમર્થો યે નહિ જિતે.
આવો, આપણે સંગ્રામ ખેલિયે.' ૫૭૨

મેઘમાંથી વીજળી નીતરે
એવું પીળું પિતાંબર લટકતું.
હિમાદ્રિશિખરેથી ગંગાધોધ પડે
એવો શબ્દધોધ ગડગડતો.
જટાધારી યોગેશ્વર સરિખડા
કાળપીધેલા દેવવ્રત તે ઝીલતા.
પિતામહનો રથ છાવરી
કૃષ્ણચન્દ્રનો પડછાયો પડ્યો. ૫૮૦
કાલોऽસ્મિ ઉચ્ચરતા કાળના કાળે
કાળચક્ર સમું સુદર્શન સ્હડાવ્યું;
કુરુક્ષેત્રની કારમી વીરભૂમિને
વીરત્વદ્રૂઝતી કીધી.
વિરાટદેહે ભર્યાં હતાં એવાં
પ્રચંડ નિશ્ચયનાં બે ડગ ભર્યાં.
અઢારે ક્ષોણી ખળભળવા માંડી. ૫૮૭

સિંહની પાછળ સિંહ કૂદે
એમ કૃષ્ણ પાછળ પાર્થ કુદ્યો:
'મહારાજ! માર્દવ છાંડું છું. ૫૯૦
વજ્રમાં ફૂલભાવ શા?
કુરુક્ષેત્ર ખેલતાં સુકુમારતા શી?
ક્ષમા કરો: ધર્મ પાળીશ.' ૫૯૩

આષાઢી મેઘ આકાશે ચ્હડે
એવા બ્રહ્માંડગંભીરમૂર્તિ ઘનશ્યામ
પ્રારબ્ધને પગલે ડગ ભરતા.
હાથીને પગમાં વનવેલી વીંટળાય
એમ પાર્થની કરવેલડી
કૃષ્ણચંદ્રના પાયસ્થંભે વીંટળાઈ પડી.
મૃત્યુમૂર્તિ સમા કૃષ્ણચન્દ્રને ૬૦૦
દસમે ડગલે પાર્થે વાર્યા. ૬૦૧

મૃત્યુથાળમાં અમૃત ઉભરાય
એવાં એ રુદ્રમૂર્તિમાં કૃપામૃત પ્રગટતાં. ૬૦૩

પ્રારબ્ધનું પુષ્પ વીણવા જતા જેવા

પિતામહ પણ રથેથી ઉતર્યા.
પૂજ્યતાની પ્રણામાંજલિ કરી ઉભા.
રણમંડળ સાંભળે એમ ઉચ્ચર્યાઃ ૬૦૭

'અહોહો! ધન્ય ભાગ્ય મ્હારાં.
આજે આયુષ્યની જયપૂર્ણિમા ઉગી.
લીધાં વ્રત ફળ્યાં મ્હારેઃ
ભગવાને સ્વયમ્ આયુધ ધાર્યાં.
આપના વ્રતભંગનો આજે ઉત્સવ.
આજ હું કુરૂક્ષેત્રને જિત્યો.
બ્રહ્માંડ ઉથલાવ્યાં, બ્રહ્માંડનાથને ડોલાવ્યા;
અચ્યુતને ચ્યુત કીધા.
જીવનમાસ પૂરો થયો મ્હારો.
કાલે આવતાં હો તો
ભલે મૃત્યુ આજે આવો.
આજ મ્હારા જીવનની જયપર્વણી.' ૬૧૯

સૂર્યમંડલમાં સૂર્ય ઘડીક થંભે ૬૨૦
એમ પ્રભાકિરણોસ્ફુરન્તા પિતામહ

યોધમંડળ વચ્ચે અંજલિ કરી ઉભા. ૬૨૨

સુદર્શન ઉગામેલું જ હતું.
સૂર્યદેવનું રશ્મિમંડળ સુદર્શને ઉતરી વિરાજતું.
એ જ ક્ષણે પૂર્વાકાશમાં
ત્રયોદશીનો ચન્દ્ર ઝળક્યો:
ઉગામેલા સુદર્શનનો જાણે
ખગોળદેશે પડછાયો પડ્યો. ૬૨૮

'પિતામહ! યુગપલટો થયો:
દ્વાપર ઉતરીને કળી બેઠો. ૬૩૦
છેલ્લા છો ભરતવંશના બ્રહ્મચારી.
કુરુક્ષેત્રને એ બ્રહ્મચર્યે જિત્યું છે,
પરબ્રહ્મને એ બ્રહ્મચર્યે મ્હાત કીધા.
આપ જ સમર્થ છો એક
કુરુક્ષેત્રનું ધર્મયુદ્ધ જિતવાને.
બ્રહ્માંડને એ બ્રહ્મચર્યે ડોલાવ્યું.
ઇતિહાસના અંકોડાઓ ઘડતાં
પરબ્રહ્મનાં આયુધ તો, પિતામહ!

યમદંડ ને કાલદંડની પેઠે,
સ્રદાનાં ઉગામેલાં જ છે. ૬૪૦
ગેબી છે, ગહન છે, અગમ્ય છે,
વાયુ ને કાળ જેવાં દૃષ્ટિપર છેઃ
જડલોકના લોચનપર છે.

**परित्राणाय साधूनाम्,**
**विनाशाय च दुष्कृताम्,**
**धर्मसंस्थापनार्थाय**

પરબ્રહ્મનાં બ્રહ્માયુધ
અખંડ ઉગામેલાં જ છે.

કુરુક્ષેત્ર! કાન માંડીને સાંભળજેઃ
**અવતાર એટલે બ્રહ્માસ્ત્રનું અવતરણ.** ૬૫૦
પણ એ બ્રહ્માસ્ત્ર બ્રહ્મકૃપા છે.
બ્રહ્માંડમંડળેથી પાપના ઢગલા ઢોળાશે,
લક્ષાવધિ કુરુક્ષેત્ર ખેલાશે,
શોણિતધોધે હૈયાના અન્ધકાર ધોવાશેઃ
ત્ય્હારે ઉગામેલાં બ્રહ્માસ્ત્ર ઉતરે તો.

**आयुधानामहं वज्रम्.**

પરમ પુરુષનો સનાતન ભાવ
અખંડજ્યોત પુરુષાતન છે.' ૬૫૮

કૃતાંજલિએ પિતામહ ઉચ્ચર્યાઃ
'હા, મહારાજ! યુગપલટો થયો. ૬૬૦
નહિ તો બ્રહ્માંડનાથના વ્રતભંગ હોય ?
મૃત્યુના મહાડંડ એક વાર ચ્હડે છે,
ને એ ચ્હડ્યાં'તાં આજ.
કાળનાં કોદંડ ભાગ્યાં મ્હારે.' ૬૬૪

પૂર્વમાં પ્રકાશતો ચન્દ્રદેવ
ને પશ્ચિમમાં આથમતો પ્રભાનાથ
કુરુક્ષેત્રના એ પુરુષપ્રવરોની
ત્રિભુવનપારની મહાવાર્તા સાંભળવા
ક્ષણેક થંભ્યા હતા.
આભે શ્રવણગુફાઓ માંડી'તી. ૬૭૦
દેવોનાં નયન સમા તારલિયા
એક પછી એક ઝબકવા લાગ્યા.
કુરુક્ષેત્ર આજ બ્રહ્માંડવાર્તા ઉચ્ચરતું. ૬૭૩